# લેખ પદ્ધતિ.



કિંમત ૪ આના.

*The Department of Public Instruction, Bombay.*

# METHOD OF LETTER-WRITING
# IN GUJARATI

Compiled under order of the Director of Public Instruction for the use of the Educational Department

BY

**LALSHANKER UMIASHANKER TRAVADI**

AND

**HARGOVIND DWARKADAS KANTAWALA**

**7th Edition**

# લેખપદ્ધતિ

મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના હુકમથી
શાળાખાતા માટે તૈયાર કરનાર

**સ્વ. લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી**

**અને**

**સ્વ. હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત.**

સને ૧૯૩૧

# પ્રસ્તાવના

મહેરબાન (સર) ટી. સી. હોપ સાહેબ જ્યારે ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા, ત્યારે તેમણે નિશાળોમાં કાગળપત્રો તથા દેશીનામું ચલાવવાના હેતુથી મહુંમ રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની પાસે "લેખાવળી" એ નામનું પુસ્તક તૈયાર કરાવ્યું હતું. નિશાળોમાં અભ્યાસ વધતો જવાથી અને ધોરણોમાં વધારે શીખવવાનું ઠર્યાથી "લેખાવળી" માં આપેલા બન્ને વિષયોની વધારે ને ચઢતી જાતની માહીતીની જરૂર ઉત્પન્ન થઇ; તેથી મુંબઇ ઇલાકાના ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઈન્સ્ટ્રક્શન ઑનરેબલ મી. ઇ. જાઇલ્સ સાહેબે આ બે વિષયો ઉપર પુસ્તકો લખી આપવાની ઇચ્છા જણાવ્યાથી અમોએ તે તૈયાર કર્યાં, અને સાહેબ મોસુફે તે ટેક્સ્ટ બુકો તરીકે મંજુર કર્યાં છે.

જુદી જુદી જાતના લેખ એટલે ચિઠ્ઠીઓ, કાગળપત્રો, હુંડીપત્રીઓ, દસ્તાવેજો અને સરકારી સંબંધના લેખપત્રો કેમ લખવા, તે જાણવાની દરેક મનુષ્યને થોડી કે ઘણી જરૂર પડે છે. ચિઠ્ઠીઓ અને કાગળપત્રો અનેક ઢબથી લખાય છે; તેમ તેમાં જુદી જુદી બાબતો જણાવવાના પ્રસંગ આવે છે, તેથી તેમના ઘણા નમુના આ પુસ્તકમાં આપેલા છે. અંગ્રેજી ઢબે ટુંકાણમાં સરનામાં વગેરે લખવાનો સંપ્રદાય ચાલ્યો છે, તેથી તેવી ઢબના નમુના આપ્યા છે. મુસલમાન, પારસીઓ કઇ રીતે લખે છે, અને સ્ત્રીઓએ કેવી રીતે લખવું, તે જણાઈ આવે તેવા નમુના પણ આપવામાં આવ્યા છે. બાકીના લેખ જુની કે નવી રીતથી

લખાય છે, અને તે મહત્વના હોવાથી અમુક ઢબથી લખાવા જોઇએ, એ વાત ઉપર લક્ષ આપીને તેમના નમુના આપ્યા છે. ઉપોદ્ઘાતમાં તેમજ જ્યાં જરૂર જણાઈ ત્યાં સમજ આપેલી છે, તે તથા છેવટે આપેલા શબ્દાર્થ શીખવનારને ઉપયોગી થઇ પડશે એવી આશા છે. શીખવનારે દરેક લેખની સારી પેઠે સમજ આપવી, એટલે કોને કેવી રીતે લખાય તે, તથા દરેક લેખમાં મુદ્દાની શી શી વાતો આવે છે તે જણાવવું.

તા. ૨૭મી માહે ઑક્ટોબર,<br>
સને ૧૯૦૨.

કર્તા



## અનુક્રમણિકા

**ख. વિવાહ–વાજનના પત્રો.**



**ग. માઠી ખબરના પત્રો.**



**घ. વ્યાપાર સંબંધીના પત્રો.**

## દરદસ્તાવેજ.

કરજાઉ લેખ.

**સરકાર સંબંધના લેખ.**

# લેખપદ્ધતિ

## ઉપોદ્‌ઘાત

અંતરને લીધે અથવા બીજા કંઈ કારણથી માણસો પોતે જાતે મળીને વાતચીત કરી શકે નહિ, ત્યારે સંદેશાથી અથવા લખીને પોતાના મનની વાત એકબીજાને જણાવે છે. યાદ ન રહેવાથી કે ગેરસમજથી સંદેશો પહોંચાડવામાં ભૂલ થવાનો સંભવ વધારે રહે છે. વળી છાની વાત હોય તે સંદેશાથી પહોંચાડી શકાય નહિ; માટે જાતે મળી ન શકાય એમ હોય, ત્યારે પોતાની વાત લખીને બીજાને જણાવવી ઠીક પડે છે. વળી માણસો એકબીજાની પાસે હાજર છતાં પણ તેમની વચ્ચેના મહત્ત્વના વ્યવહાર લખીતવાર કરવામાં આવે છે; કેમકે તેથી વિષય સ્પષ્ટ થાય છે, ઘણી મુદત કાયમ રહે છે, અને વાંધાનું કારણ કમી થાય છે.

બીજાને જણાવવાની હકીકત અથવા મહત્ત્વના વ્યવહાર જેમાં લખ્યા હોય, તેને **લેખ** કહે છે.

કંઈ હકીકત બીજાને નિયમિત રીતે લખીને મોકલીએ, તેને **પત્ર** અથવા **કાગળ** કહે છે.

એકબીજા વચ્ચેના મહત્ત્વના વ્યવહાર લખવામાં આવે, તેને **કરાર** કે **દસ્તાવેજ** કહે છે. અરજીઓ વગેરે બીજાં લખાણોનો સમાવેશ દસ્તાવેજમાં થાય છે.

કાગળમાં લખેલી હકીકત સહેજસાજ કે થોડી હોય, તો તેને **ચિઠ્ઠી (ચીઠી), પત્રી** કે **રૂક્કો** કહે છે.

પત્રમાં તથા ચિઠ્ઠીમાં નીચે પ્રમાણે બાબતો લખવામાં આવે છે:—

(૧) મિતિ—લખ્યાની અંગ્રેજી તારીખ તથા દેશી મિતિ.

(૨) સ્થળ—લખનારનું તથા જેને લખ્યો હોય, તેનું ગામઠામ. (ઠામઠેકાણું).

(૩) નામ—જેને લખ્યો હોય તેનું તથા લખનારનું નામ.

(૪) વિષય—લખવાનો મજકુર અથવા જે વાત જણાવવાની હોય તે.

**મિતિ**—હાલની અંગ્રેજી પદ્ધતિ ઉપરથી પત્રને મથાળે જમણી તરફ, અથવા વિષય પુરો થયા પછી ડાબી તરફ કે વિષયને છેડે મિતિ લખવામાં આવે છે. તેમાં તારીખ, માસ, સન અને વખતે વાર પણ લખાય છે. ઘણા દહાડા સંઘરી રાખવા જેવી કે મહત્ત્વની ચિઠ્ઠી ન હોય, તો તેમાં એકલો વાર કે તારીખજ લખે છે. દેશી રીત પ્રમાણે વિષય પુરો થયા પછી મિતિ લખવામાં આવે છે. તેમાં માસ, પક્ષ, તિથિ, વાર ને બહુ કરીને સાલ પણ લખાય છે.

**સ્થળ**—અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે મિતિ પહેલાં જે ગામથી પત્ર લખ્યો હોય, તે ગામનું નામ લખવામાં આવે છે. ફક્ત ગામ ઉપરથી લખનારનો પત્તો બરાબર સમજાય એમ ન હોય ત્યારે (મુંબઈ જેવું મોટું શહેર હોય ત્યારે) ઘરનો તથા માળાનો નંબર, કચેરી કે ઑફિસનું તથા મહોલ્લાનું નામ, અથવા જે નજીકની પોસ્ટઑફિસ મારફત પત્ર આવતા હોય તે પોસ્ટઑફિસનું નામ લખવામાં આવે છે, કે જેથી સામા ધણીને જવાબ આપવાનું સુગમ પડે. જે સ્થળે પત્ર લખવાનો હોય તે સ્થળનું નામ નવી પદ્ધતિમાં બહુ કરીને લખાતું નથી. ગામમાં ને ગામમાં ચિઠ્ઠી મોકલવી હોય, તો ગામનું નામ લખવાની જરૂર નથી; પણ સામા ધણીને લખનારનો પત્તો માલમ ન હોય, તો લખનારે પોતાનો પત્તો જણાવવો જોઈએ. દેશી રીત પ્રમાણે ગામમાં ને ગામમાં જે રૂક્કા શાહુકાર વગેરે લખે છે, તેમાં સ્થળ જણાવતા નથી; પરંતુ પરગામ રૂક્કા કે પત્ર લખે ત્યારે જેને તે મોકલવાના હોય, તેનું ગામ તથા નામ પ્રથમ લખે છે. ગામની પહેલાં “ સ્વસ્તિ શ્રી ” અને પછવાડે “મહાશુભસ્થાને” એ શબ્દો મુકાય છે. નામ પછી “ એતાન ( એમને ) શ્રી ” લખી મોકલનારનું ગામ જણાવવામાં આવે છે.

**નામ**—નવી પદ્ધતિ પ્રમાણે લખનારનાં સ્થળ અને મિતિ નીચે, પણ ડાબી બાજુએ, પત્ર જેને મોકલવાનો હોય તેનું નામ લખવામાં

આવે છે. દેશી પદ્ધતિ પ્રમાણે જેને પત્ર લખવાનો હોય, તેનું સ્થળ અને નામ પ્રથમ લખ્યા પછી મોકલનારનું સ્થળ અને નામ આવે છે. લખનાર બીજો હોય તો પત્રને છેડે તે પોતાનું નામ લખે છે.

બોલવામાં જેમ સામાની ને આપણી સ્થિતિ કે સંબંધ પ્રમાણે તેને માન આપીએ છીએ, તેને નમન કે વંદન કરીએ છીએ, અને આપણી નમ્રતા દેખાડીએ છીએ, તેમ લખવામાં પણ કરવું જોઈએ. જાત, ઉમ્મર, સગપણ, મિત્રતા કે બીજો સંબંધ, અધિકાર, ધંધો, સાંસારિક, ધાર્મિક ને રાજકીય સ્થિતિ, એ ઉપર નજર રાખીને જુદાં જુદાં પ્રેમ-દર્શક, માનદર્શક અને નમ્રતાદર્શક વિશેષણો તથા અભિવંદનના શબ્દો વપરાય છે. રાજા, આચાર્ય, પિતા વગેરે ઉચ્ચ સ્થિતિના માણસો લખનાર હોય, તો તે પોતાને પોતાના દરજ્જાને શોભતા શબ્દ લગાડે છે. જુની રીત પ્રમાણે માનમાં અતિશયોક્તિભરેલાં ઘણાં વિશેષણ લગાડવામાં આવે છે. તે કેટલીક વખત અતડાં કે અતિસ્તુતિ જેવાં લાગે છે, તેથી નવી પદ્ધતિ પ્રમાણે લખનારા માનને માટે થોડાં ને જરૂર જેટલાં વિશેષણો વાપરે છે. માન, નમ્રતા અને અભિવંદનદર્શક કેટલાક નમુના નીચે આપ્યા છે. પરંતુ એકબીજાની રીતભાત, સ્વભાવ, સંબંધ, પ્રસંગ વગેરેને અનુસરીને તે વાપરવા કે તેમાં ફેરફાર કરવો.

| વિશેષણો. | કોણ કોને લગાડી શકે. |
|---|---|
| [1]શિરછત્ર, તીર્થસ્વરૂપ—તીર્થરૂપ. | પુત્ર પિતાને અથવા પિતાતુલ્ય હોય તેને. |
| [2]શુભેચ્છક, મુરબ્બી શુભેચ્છક. | નાનો અથવા આશ્રિત પોતાના વડીલ કે આશ્રયદાતાને. |
| [3]ચિરંજીવી. | માતપિતા પોતાનાં છોકરાંને કે છોકરાં તુલ્ય હોય તેને. |

૧. મુસલમાનો કિબલા વ કઆબા લખે છે.

૨. મુસલમાનો ખેરખાહ લખે છે.

૩. મુસલમાનો ઉમરદરાજ લખે છે.

| | |
|---|---|
| પૂજારાધ્યે, સકલશુભગુણસંપન્ન, સકલગુણનિધાન અથવા પૂજારાધ્યે, અનેક શુભોપમા યોગ્ય અથવા પૂજારાધ્યે, ચતુરસુજાણ, વિવેકસાગર, સદ્‌ગુણભંડાર, ગુણગ્રાહક. | દેશી પદ્ધતિ પ્રમાણે સાધારણ રીતે કોઈ પણ સારા માણસને, ઉપરીને, કે શ્રીમંતને. |
| પરદુઃખભંજન, પરોપકારી, સ્વદેશહિતેચ્છુ. | લોકોનું ભલું કરનાર, ને લોકોનાં દુઃખ ટાળવાનો યત્ન કરનારને. |
| વેદશાસ્ત્રસંપન્ન, વેદમૂર્તિ. | શાસ્ત્રી તથા વેદીઆને. |
| કૃપાસાગર, મહેરબાન, કદરદાન. | ઉપરીને અથવા મોટા માણસને. |
| રાજશ્રી (રાજેશ્રી), સામાન્ય રાજશ્રી, સદા રાજમાન રાજશ્રી. | સારા ગૃહસ્થને–વિશેષે કરીને નોકરીમાં હોય તેને. |
| સદા હેતકારી, સ્નેહસાગર. | પ્રીતિ કે સ્નેહ રાખનારને. |
| પ્રિય, વહાલા, પરમપ્રિય. | પતિપત્ની, ભાઈબેન, વગેરે નિકટનો સંબંધ કે પ્રેમ ધરાવતાં હોય તેમને. |
| પ્રાણાધાર, પ્રાણનાથ, મુકુટમણિ. | સ્ત્રી પતિને. |
| ભાઈશ્રી, પ્રિયભાઈ, મિત્ર, પરમ સ્નેહી. | મિત્રોમાં અન્યોઅન્ય. |
| મુરબ્બી, નામદાર, નેકનામદાર, ખુદાવંદ. | મોટી પદવીના માણસને, મોટા ગૃહસ્થને, અને મુરબ્બી સિવાયનાં વિશેષણ રાજારજવાડાને. |

જેની જે અવટંક અથવા અટક હોય, તે તેના નામની સાથે લખવાનો રિવાજ છે. જેમકે બ્રાહ્મણોમાં શાસ્ત્રી, ભટ, પંડ્યા, મહેતા, જોશી, વ્યાસ, દવે, ત્રવાડી, જાની, સેલત, ધ્રુ, વૈદ્ય, વગેરે; વાણીઆ અને બીજા વ્યાપારીઓમાં મોદી, ગાંધી, સરૈયા, પટેલ, તલાટી, ચોકસી, પરીખ–પારેખ, દોસી, સુતરીઆ, ઘીઆ, ખાંડવાળા વગેરે. કેટલાક શબ્દ અટક-સરખા પણ સામાન્ય રીતે અમુક કોમ ને ધંધાર્થીઓને લાગુ પડે છે. તે નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| શાહ, શા[૧]. | સાધારણ રીતે વાણીઆને, વેપારીને. |
| શેઠ. | મોટા વેપારીને, પૈસાદાર વાણીઆને, પોતાના શેઠને, મંડળીના મુખ્ય માણસને, પારસી, વહોરા, ખોજા ગૃહસ્થને. |
| પરીખ–પારેખ. | નાણાવટીને, હુંડીઓના વેપારીને. |
| ઠક્કર. | ભાટીઆ તથા લુવાણાને. |
| પટેલ. | કણબી ગૃહસ્થને. |
| ખાં. | પઠાણને. |
| મીરઝાં. | મુગલને. |
| શેખ. | શેખને. |
| સૈયદ. | સૈયદને. |
| મીઆં. | મુસલમાનોને સાધારણ રીતે. |
| સાંઈ, મુર્શીદ. | ફકીરને. |
| મહારાજાધિરાજ. | મોટા રાજાને. |
| ગુરુમહારાજ. | ગુરુને. |
| રાવસાહેબ.<br>રાવબહાદુર. | હિન્દુઓમાં જેને ઇલ્કાબ મળ્યો હોય તેને. |
| ખાનસાહેબ.<br>ખાનબહાદુર. | મુસલમાન કે પારસીમાં જેને ઇલ્કાબ મળ્યો હોય તેને. |
| સૌભાગ્યવતી,<br>[૨]અખંડ સૌભાગ્યવતી. | સધવા સ્ત્રીને. |
| ગંગાસ્વરૂપ. | વિધવા સ્ત્રીને. |

૧. કાઠિઆવાડમાં વાણીઆને શા ને બદલે માઉ લખે છે.

૨. મુસલમાનો સ્ત્રીને ઈફ્ફતપનાહ અસમત દસ્તગાહ (પતિવ્રતા) અને સ્ત્રીઓ પતિને મહરમે રાજસાહેબા શિરતાજ તથા પારસીઓમાં વહાલા ખાવંદ લખે છે.

| | |
|---|---|
| ભાઈ. | બરોબરીઆને, મિત્રને. |
| ભાઈસાહેબ. | માનાર્થે સારા ગૃહસ્થને, મોટા માણસને. |
| [1]સાહેબ. | મોટા અધિકારીને, હિંદુ સિવાયના મોટા ગૃહસ્થને. |

સ્થિતિ અને પ્રસંગને અનુસરીને લખનાર પોતાને મુખ્યત્વે નીચે પ્રમાણે વિશેષણો લગાડે છે:—

| | |
|---|---|
| સેવક. | મોટાને, પૂજ્યને, હિન્દુ ગૃહસ્થો એકબીજાને. |
| નમ્ર સેવક, દાસ.[2] | માનાર્થે ગૃહસ્થને, પૂજ્યને. |
| અતિનમ્ર સેવક, દાસાનુદાસ, ચરણુરજ, ચરણુરજ સેવક. | મોટા માણસને, પૂજ્યને. |
| આજ્ઞાધારક, આજ્ઞાંકિત, આજ્ઞાંકિત સેવક. | વડીલને, ઉપરીને, મોટા માણસને. |
| તાબેદાર, હંમેશનો તાબેદાર, તાબેદાર સેવક, આભારી સેવક, દાસાનુદાસ. | ઉપરીને, આશ્રયદાતાને. |
| દર્શનાભિલાષી, મળવાને આતુર. | જેને મળવા આતુર હોઈએ તેને. |
| નીમકહલાલ. | ઉપરીને, શેઠને, આશ્રયદાતાને. |
| સદા સ્મરણુ કરનાર. | મિત્રને, પ્રિયને, જેને બહુ યાદ કરતા હોઈએ તેને. |
| સ્નેહાંકિત. | મિત્રને. |
| [3]શુભેચ્છક. | વડીલ નાનાને. |
| શુભચિંતક. | બ્રાહ્મણુ ભિક્ષુક આશ્રયદાતાને. |

---

૧. મુસલમાનો મોટા ગૃહસ્થને વાલા મુરાતિબ આલીશાન જનાબ લખે છે.

૨. મુસલમાનો પૂજ્યને કે મોટાને લખે, ત્યારે કમતરીન, ખાકસાર, ખિદમતગાર લખે છે.

૩. મુસલમાનો ખેરખાહ અને પારસીઓ દુઆગો લખે છે.

લખનાર પોતાના નામ સાથે મહેતા, પંડ્યા, શા વગેરે પોતાની અટક જોડે છે. પરંતુ ઈલ્કાબના કે બીજા માનવાચક શબ્દો સાધારણ પત્રવ્યવહારમાં તેઓ જોડતા નથી.

લખનાર સામા ધણીને અભિવંદન અથવા આશીર્વાદ લખે છે તે નીચે પ્રમાણે હોય છેઃ—

| | |
|---|---|
| [1]સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કે દંડવત્ પ્રણામ. | પિતાને, પૂજ્યને, વડીલને. |
| પ્રણામ, નમસ્કાર. | બ્રાહ્મણ બ્રાહ્મણને. |
| આશીર્વાદ. | પિતા પુત્રને, બ્રાહ્મણ બીજી જાતના હિન્દુને, ભિક્ષુક ગૃહસ્થને. |
| આશિષ. | વડીલ નાનાને. |
| જેગોપાળ, જેશ્રીકૃષ્ણ. | વૈષ્ણવોમાં એકબીજાને. |
| રામરામ. | પાટીદાર, કણબી, રજપુત, કોળી, મરાઠા વગેરે અને રામાનુજ સંપ્રદાયવાળા એકબીજાને. |
| ભગવતસ્મરણ, જે મહારાજ. | મત કે પંથનો વિચાર છોડીને હિન્દુઓમાં એકબીજાને. |
| ઝવાર, જુહાર | શ્રાવક ઢુંઢીઆ જૈન એકબીજાને. |
| પગે લાગવું, પાય લાગવું. | નાના મોટાને, ઉતરતી જાતના લોકો બ્રાહ્મણને. |
| જેજે. | કાઠિઆવાડમાં બ્રાહ્મણ અને બીજા હિન્દુ ગૃહસ્થો એકબીજાને. |
| જેસ્વામિનારાયણ. | સ્વામિનારાયણ પંથના લોકો એકબીજાને. |
| જેમહાદેવ. | શિવમાર્ગીઓ એકબીજાને. |

1. મુસલમાનો આબાદ તસલીમાત વ કોરનિશાત લખે છે.

| | |
|---|---|
| યથાયોગ્ય–યથાઘટિત, ઘટારત. ઘટિત. | બીજો કયો શબ્દ વાપરવો એ વિષે શંકા હોય ત્યારે, અથવા સાધારણ રીતે હિન્દુઓમાં વપરાય છે. |
| સલામ. | મુસલમાનો બરોબરીઆને. હિન્દુ અમલદારો અને સરકારી માણસો એકબીજાને, કોઈ પણ સરકારી માણસને. |
| દુવા. | મુસલમાન, પારસી એકબીજાને. (ખાસ કરીને નાનાને). |
| કુરનશ. | મોટા હોદ્દેદારને, સરદારને. |
| બંદગી. | નાનકપંથી બાવા, મુસલમાન એકબીજાને |
| આદાબ, બંદગી, તસલીમાત. | મુસલમાનો મોટાને. |

નવી પદ્ધતિ પ્રમાણે મોટાને કે ઉપરીને ચિઠ્ઠી કે પત્ર લખવો હોય, ત્યારે શરૂઆતમાં વિનંતી, વિશેષ વિનંતી, વિશેષ વિનતિ, એવા શબ્દ લખવામાં આવે છે, અને જો શરૂઆતમાં લખનારનું નામ આણવું હોય, તો સેવામાં આજ્ઞાધારક, કે જનાબમાં તાબેદાર એવા શબ્દ નામની પૂર્વે જોડે છે.

**વિષય અથવા મજકુર:**–લખવાની બાબત કયા પ્રકારની છે, એટલે તે વર્ણન, હકીકત, બોધ, આજ્ઞા, પ્રશ્ન, વિવાદ, સંકેત, વણજ–વેપાર, ઇત્યાદિમાંથી કયા રૂપની છે, એનો પ્રથમ વિચાર કરીને તે પ્રમાણે તે બાબત સહેલી ભાષામાં બીજાને સ્પષ્ટ સમજાય એ રીતે લખવી. આપણે જે જણાવવાનું મનમાં ધારીએ છીએ, તે કાગળ ઉપર બરાબર લખાયું કે નહિ, અને આપણા લખાણ ઉપરથી આપણા વિચાર સામો માણસ સમજશે કે નહિ તે જોવું જોઈએ. અક્ષર સ્પષ્ટ અને ઉકલે એવા જોઈએ. જુદી જુદી બાબતોને માટે જુદી જુદી કલમો પાડવી, કે જેથી પ્રત્યેક બાબત સ્વતંત્ર રીતે વાંચનારના મનમાં ઠસે. પત્રના છેવટના ભાગમાં અથવા છેલ્લી કલમમાં હવાપાણી, જનસુખાકારી, ભાવતાલ,

છોકરાંછૈયાં, સગાંવહાલાં વગેરેની સુખાકારી જણાવવી તથા સામાની પૂછવી. વેપારીના પત્રોમાં પદાર્થના ભાવતાલ, અને બીજા લોકોના પત્રોમાં પોતાના ધંધાપેશાની જરૂરી હકીકત આપવામાં આવે છે. વ્યાવહારિક કામકાજના પત્ર મતલબ પુરતા ટુંકામાં લખવાની રીત હાલ વધારે પસંદ કરવામાં આવે છે, તેથી વિશેષણો કમી કરવામાં આવે છે. 'બીજું', 'તથા' વગેરે શબ્દો વારે વારે લખવામાં આવતા નથી, અને એકની એક વાત ફરી ફરીને ન આવે તેને માટે સાવચેતી રાખવામાં આવે છે.

**તાજાકલમ.** સહી કરીને પત્ર પુરો કર્યા પછી કંઈ લખવું પડે, તો 'તાજાકલમ' એમ પત્ર નીચે ડાબી તરફ લખીને વધારાનો મજકુર લખવામાં આવે છે.

**સરનામું.** પત્ર પુરો કર્યા પછી તેની ઘડી વાળીને પરબીડીઆમાં મૂકીને તે બંધ કરવું. પછી તે પરબીડીઆ ઉપર સ્પષ્ટ વંચાય તેવું સરનામું કરવું, એટલે પત્ર જેને મોકલવો હોય તેનું નામ અને ઠેકાણું—પત્તો લખવો. કોઈની મારફત પત્ર પહોંચાડવાનો હોય, તો તેનું નામ પણ 'મારફત' શબ્દ પ્રથમ લખીને આપવું. જમણે છેડે ગામનું નામ લખવું. જેમ કે—

**રાજમાન રાજશ્રી ચુનીલાલ વેણીલાલ મહેતા,**
દેસાઈની પોળ, ખાડીઆ,
અમદાવાદ.

**રા. રા. ભાઈ દીનાનાથ સદાશિવ પંડયા,**
છીપવાડમાં,
નારદીપુર.
પોસ્ટ કલોલ.

ચિઠ્ઠી અને પત્રની પેઠે કરારમાં પણ મિતિ, સ્થળ, નામ અને વિષય એ ચાર બાબતો આવે છે.

મહત્વના કરારોમાં મિતિ દેશી તથા અંગ્રેજી બન્ને શરૂઆતમાં લખાય છે. સ્થળ બન્ને પક્ષકારનાં લખાય છે, અને જો અસલ વતન

બીજું હોય તો તે, અને હાલનું વતન જણાવવામાં આવે છે. નામમાં પોતાનું, બાપનું, અને વખતે બાપના બાપનું નામ, જ્ઞાતિ, અને ધંધો લખવામાં આવે છે. વિષય લખવામાં મુદ્દા અને સરતો ઉપર ખાસ ધ્યાન આપવું પડે છે. છેવટે લખી આપનારનું ડાબી બાજુએ મતુ થાય છે, અને તેની સામે જમણી તરફ બે કે વધારે સાક્ષીદારની સાખ તથા દસ્તાવેજ બીજાએ લખ્યો હોય તો તેની સાખ થાય છે. મતુ કરન ર ભણેલો હોય તો 'સહી દસ્કત પોતાના' એમ તે લખે છે, અને ન ભણેલો હોય તો બીજો માણસ તેનું નામ લખી દસ્કત ફલાણા ફલાણાના 'ધણીના કહેવાથી મતુ કર્યું છે' એમ લખે છે, અને લખી આપનાર પોતાના નામને મથાળે કંઈ નિશાની કાઢે છે. (સાથીઓ, કટાર વગેરે.) સાક્ષીદાર પોતાનું નામ લખી 'ધણીના કહેવાથી' કે 'ધણી બે હજુર સાખ' એમ લખે છે. તે ભણેલો ન હોય તો જે તેનું નામ લખે, તે સાખ દસ્કત ફલાણા ફલાણાના એમ લખે છે. કરાર અનેક તરેહના હોવાથી તેના વિષય સંબંધી વિશેષ ખુલાસો જે તે કરારમાં આપવામાં આવશે.

અરજીઓ ને રિપોર્ટો પત્ર લખવાની પદ્ધતિ પ્રમાણે બહુધા લખાય છે.

લેખોમાં કેટલાક શબ્દ વારે વારે આખા લખવાની તસ્દી લેવી ન પડે, માટે તે ટુંકામાં લખવાનો રિવાજ છે; એટલે શબ્દના પહેલા એક કે બે અક્ષર અને મીંડું અથવા પાણ ને મીંડું લખે છે. જેમ ઠક્કર લખવા હોય તો ઠ. કે ઠા. ને વિનંતીને બદલે વિ. તેમજ પરીખને બદલે પરી. ઘણા વપરાતા શબ્દો નીચે આપ્યા છે:—

| સંક્ષિપ્ત રૂપ | મૂળ શબ્દ |
|---|---|
| મુ.—મુા. | મુકામ. |
| તા. | તારીખ, તથા. |
| રા. | રાજશ્રી. |
| રા. રા. | રાજમાન રાજશ્રી. |
| મે. | મહેરબાન. |
| રા સા. | રાવસાહેબ. |

 

| | |
|---|---|
| ખા. સા. | ખાનસાહેબ. |
| રા. બા. | રાવબહાદુર. |
| ખા. બા. | ખાનબહાદુર. |
| લ.—લિ. | લખીતંગ. |
| આ. સે. | આજ્ઞાંકિત સેવક. |
| ઠ.—ઠા. | ઠક્કર. |
| પરી | પરીખ, પારેખ. |
| ચો. | ચોકસી. |
| દો. | દોસી. |
| પ—પા. | પટેલ. |
| પા. | પારેખ, પટેલ, પારસી. |
| મો. | મોદી. |
| ભ | ભટ્ટ. |
| પૂ.—પૂ. | પૂજારાધ્યે. |
| વિ. | વિનંતી, વિદ્યમાન. |
| વિ. વિ. | વિશેષ વિનંતી, વિશેષ વિનતિ. |
| ચિ.—ચિરં. | ચિરંજીવી. |
| રૂ.—રૂા. | રૂપીઆ. |
| દ—દા. | દસ્કત. |
| હ.—હા. | હસ્તક, હસ્તે. |
| વા. | વાર. |
| સ.—સં. | સંવત. |
| સૌ. | સૌભાગ્યવતી. |

આ પુસ્તકમાં વપરાયલા કઠણ શબ્દના અર્થ પુસ્તકને છેડે આપ્યા છે. પરંતુ જે પારિભાષિક શબ્દો વ્યાખ્યાથી કે બીજી રીતે લેખોમાં સમજાવ્યા છે, તે તેમાં લીધા નથી.

# ચિઠ્ઠીઓ.

૧.

દેસાઈની પોળ, તારીખ ૫મી નવેમ્બર, સને ૧૮૯૯.

**કૃપાસાગર મહેતાજી સાહેબ નાનાલાલ હીરાલાલ દવે,**

વિનંતી કે આજ સવારથી મારૂં માથું દુઃખે છે, તેથી નિશાળે આવી શકું તેમ નથી; માટે કૃપા કરી આજની મારી માંદગીની રજા ગણશો.

આપનો આજ્ઞાંકિત વિદ્યાર્થી,

**ચીમનલાલ સેવકલાલ દેસાઇ.**

૨.

કાળપુર, રાજા મહેતાની પોળ,

તારીખ ૨૯મી નવેમ્બર, સને ૧૮૯૯.

**મહેરબાન મહેતાજી સાહેબ વસંતરામ શોભારામ પંડ્યા,**

જનાબમાં પાંચમા ધોરણના વિદ્યાર્થી લક્ષ્મીરામ મહીપતરામ જાનીની સલામ સાથે અરજ એ છે, કે મારા મોટા ભાઈના લગ્નની જાનમાં હું આજ રોજ ભરૂચ જવાનો છું, ને ત્યાં ચાર પાંચ દિવસ રહેવાનું થશે; માટે મને આજથી એક અઠવાડીઆની રજા આપવા મહેરબાની કરશો.

આવતા માસની નિશાળ-ફીના ચાર આના મેં મારા મિત્ર સાકરલાલ નંદલાલ પરીખ સાથે મોકલ્યા છે.

આપનો તાબેદાર,

**લક્ષ્મીરામ મહીપતરામ જાની.**

૩.

રાયપુર, હવેલીની પોળ,

તા. ૧લી ડીસેમ્બર, સને ૧૮૯૯.

**રાજમાન રાજશ્રી મહેતાજી સાહેબ નાનાલાલભાઈ,**

વિ. વિ. કે મારો દીકરો ચીમન આપની નિશાળમાં ત્રીજા ધોરણમાં શીખે છે. તેને ઘેર શીખવવા સારૂ એક લાયક શિક્ષક જોઈએ છે. દરરોજ સાવારમાં એક કલાક શીખવવા બદલ હું તેમને દર માસે રૂા. ૬)

પગાર આપીશ, અને સારી રીતે શીખવીને જેમ જેમ મારા પુત્રને તે સારો અભ્યાસ કરાવતા જશે, તેમ તેમ તેમની મહેનતના પ્રમાણમાં બીજો બદલો પણ આપીશ; માટે ઓછામાં ઓછું વ. ફા. પરીક્ષામાં પાસ થએલ, સારી ચાલના, અને શીખવવામાં હોશિયાર એવા શિક્ષક મેળવી આપશો તો મહેરબાની થશે. તસ્દી માફ કરશો.

આપનો સેવક,

**સેવકલાલ પરમાનંદ યાજ્ઞિક.**

૪.

**મુરબ્બી ભાઈ ગીરધરલાલ,**

વિનંતી કે આ ઉનાળાની રજામાં શાળોપયોગી નીતિગ્રંથ વાંચવાની મારા શિક્ષકે મને ભલામણ કરી છે, પણ મારી પાસે તે ચોપડી નથી. જો આપની પાસે તે હોય, તો આ ચિઠ્ઠી લાવનાર સાથે મોકલવા કૃપાવંત થશો એવી આશા છે. હું તે વાંચીને તરત પાછી મોકલી આપીશ.

તા. ૧લી મે, ૧૮૯૯. આપનો નમ્ર સેવક,

**ધીરજલાલ મુગટલાલ પરીખ.**

૫.

**પ્રિય ભાઇ ધીરજલાલ,**

તમારા શિક્ષકે શાળોપયોગી નીતિગ્રંથ વાંચવાની તમને ભલામણ કરી છે, એ જાણી હું ઘણો ખુશી થયો છું તમારી ચિઠ્ઠી લાવનાર સાથે હું તમને એ ચોપડી મોકલું છું. જો તમે તે ધ્યાન દઇને વાંચશો, અને તેમાંની શિખામણો પ્રમાણે ચાલશો, તો તમને ઘણો લાભ થશે.

તા. ૧–૫–૯૯. શુભેચ્છક,

**ગીરધરલાલ અમૃતલાલ પરીખ.**

૬.

**મુરબ્બી ભાઈ શ્રી ગીરધરલાલ,**

આપે કૃપા કરી શાળોપયોગી નીતિગ્રંથની ચોપડી મને મોકલી, તેને માટે હું આપનો મોટો ઉપકાર માનું છું. આ ચિઠ્ઠી લાવનાર સાથે તે પાછી મોકલી છે.

આપની સૂચના પ્રમાણે મેં તે બહુ ધ્યાન દઈને વાંચી છે. તેમાંની શિખામણો ઘણી સારી ને અસરકારક છે. મેં તે પ્રમાણે વર્તવા માંડ્યું છે, અને તેનું સારૂં પરિણામ મને જણાવા લાગ્યું છે. હવે હું વખત વ્યર્થ ગુમાવતો નથી. નિયમિત રીતે ધ્યાન દઇને પાઠ કરવાથી તે મને વધારે સારી રીતે ને વહેલો આવડે છે. ઉદ્યોગ, સાચવટ, પ્રમાણિકપણું, નમ્રતા આદિ સદ્ગુણો ગ્રહણ કરી વડીલોની આજ્ઞામાં રહું છું, તેથી મારાં માબાપ ખુશી થાય છે.

આપે મોકલેલી ચોપડી અને દીધેલી શિખામણ માટે હું ફરીને આપનો ઉપકાર માનું છું. આપનો આભારી સેવક,

તા. ૨૮મી મે, ૧૮૯૯. **ધીરજલાલ મુગટલાલ પરીખ.**

૭.

**મહેરબાન મુનશીજી સાહેબ,**

આલી જનાબમાં ફિદવી ફકરૂદ્દીન અમીરૂદ્દીનની બંદગી કબુલ કરશો. આપ સાહેબની પરવાનગી લઈ મારા વાલીદ સાહેબને મળવા સારૂ હું આબુ ગયો હતો, ત્યાંથી ફરમાન મુજબ શાળાના સંગ્રહસ્થાન માટે તાબેદાર કેટલાક નમુના લઈ આવ્યો છે, પણ આજ રોજ મારી ફઈને ત્યાં શાદી હોવાથી આપની તાબેદારીમાં હાજર થઈ શકાય એમ નથી તેથી લાચાર છું. બનતા સુધી ખિદમતમાં નમુના કાલે રજુ કરીશ.

તા. ૨૫મી, માહે મે, સને ૧૮૯૯. તાબેદાર,

**ફકરૂદ્દીન.**

૮.

**અખંડ સૌભાગ્યવતી વહાલી બેન વિદ્યાગૌરી,**

મારો નાનો ભાઈ એકાએક માંદો થઈ જવાથી અને મારાં માતુશ્રી ઘેર ન હોવાથી ગઈ કાલે હું નિશાળે આવી શકી નહોતી. મેં સાંભળ્યું છે કે આપણાં ગુણવંતાં મહેતીજી સાહેબે નિબંધ કેમ લખવો તે વિષેનો પાઠ આપ્યો, તેમાં ઘણા સારા મુદ્દા જણાવેલા છે, તે તમે નોંધી લીધા હશેજ; માટે તમારી નોંધની ચોપડી (નોટબુક) મોકલવા કૃપા કરશો. મુદ્દા ઉતારી લઈ હું તે તમને તરત પાછી મોકલીશ.

એક દિવસ પણ ગેરહાજર રહેવાથી કેટલું નુકસાન થાય છે તે હું સમજું છું; પણ શું કરૂં? ઘરમાં કોઈ મળે નહિ તેથી નાના ભાઈની માંદગીમાં તેની સંભાળ લેવી જોઈએ, અને વખતસર તેનું ઓસડવેસડ પણ કરવું જોઈએ. આજે સાંજે કે કાલે સવારમાં માતુશ્રી આવશે, એટલે આવતી કાલથી હું નિશાળે આવી શકીશ. લિ.

સોમવાર. **લલિતા.**

૯.

ખાડીઆ, જેઠાભાઈની પોળ,
તા. ૧૫, સાંજના ૪.

**મહેરબાન ડૉકટર સાહેબ ધીરજરામ મથુરાદાસ ગાંધી,**

વિ. વિ. કે આજ સવારના છ વાગ્યાથી મારા પિતાજી એકાએક માંદા થઈ ગયા છે; તેમનું જમણી તરફનું અંગ રહી ગયું છે, મોં વાંકું થયું છે, અને બોલાતું નથી; માટે આપ ઔષધ-ઉપચાર સારૂ બનતી તાકીદે પધારવાની કૃપા કરશો.

આપનો અતિ નમ્ર સેવક,
**ચતુરદાસ જમનાદાસ દલાલ.**

૧૦.

અમદાવાદ, તા. ૧૯મી જૂન,
સને ૧૮૯૯.

**શિરછત્ર કાકા શ્રી પુરુષોત્તમદાસ,**

મારા પિતાજી દેવલોક પામ્યાના ખેદકારક સમાચારનો તાર આપને ગઈ કાલે મોકલ્યો છે. તા ૧૫મીએ સવારમાં તેમને એકાએક પક્ષાઘાત થયો, અને ત્રણ દિવસ અવાચક રહ્યા. ડૉકટરનું ઓષધ કર્યું પણ કંઇ ટીકી લાગી નહિ. અને તેમણે પરમ દહાડે સાંજના છ વાગતાં દેહ મૂકયો. આ ઘણું માઠું થયું છે, પણ ઈશ્વરેચ્છા આગળ આપણો ઉપાય નથી.

હવે આગળ શું કરવું, તે અમને સૂઝતું નથી. પિતાજી એકદમ અવાચક થવાથી કામધંધાની વ્યવસ્થા થઈ શકી નથી, તેમ તેમનાથી કંઈ

કહેવાયું પણ નથી, માટે આપ જેમ બને તેમ તાકીદે પધારી વ્યવસ્થા કરશો. હવે અમારે શિરછત્ર રૂપ આપજ છો.

લી. આજ્ઞાંકિત સેવક,
**ચતુરદાસ જમનાદાસ દલાલના**
જય શ્રી કૃષ્ણ.

**૧૧.**

મુંબઈ, તા. ૨૧મી જૂન, સને ૧૮૯૯.

**ચિરંજીવી ભાઈ ચતુરદાસ,**

તમારા તરફથી આવેલા તારથી તથા કાલના પત્રથી તમારા પિતા પરલોકવાસી થયાના સમાચાર જાણી હું ઘણોજ દીલગીર થયો છું. ખરેખર આપણા કુટુંબ ઉપર અને વિશેષે કરીને તમારા ઉપર આ મોટો ગજબ ગુજર્યો છે. આવા સંકટસમયમાં શોક થાય એ સ્વાભાવિક છે, પરંતુ જેમાં આપણો ઉપાય ચાલતો નથી, તેમાં શોક કરવાથી ઉલટો દુઃખમાં વધારો થાય છે; માટે જગન્નિયંતા કૃપાળુ ઈશ્વર ઉપર ભરોસો રાખી ધીરજથી દુઃખ અને સંકટ સહન કરવું જોઈએ, અને સંસારનો મોટો બોજો નાની વયમાં તમારા ઉપર આવી પડયો છે, તે ઉઠાવી લેવાને તમારે હિંમત ધરવી જોઈએ. કુટુંબમાં એકબીજા સાથેની પ્રીતિ અને સલાહશાન્તિ કાયમ રાખી ધંધારોજગારમાં વડીલોએ મેળવેલી કીર્તિ સાચવટ અને પ્રમાણિકપણાથી વધારવી એ તમારૂં કામ છે. તે કામમાં હરેક રીતે મદદ કરવાની મારી ફરજ હું ભૂલીશ નહિ.

તમે કોઈ ગભરાશો નહિ. તમારાં માતુશ્રી તથા નાનાં ભાંડુઓને ધીરજ આપજો. તમારા દુઃખમાં ભાગ લેવાને અને તમને મદદ કરવાને હું આવતી કાલની મેલ ટ્રેનમાં નીકળી તમારી તરફ આવીશ.

લી. શુભેચ્છક,
**પુરૂષોત્તમદાસ હરકીસનદાસ દલાલના**
યથાયોગ્ય.

**૧૨.**

**પ્રિય ભાઇ હરલોચનદાસ,**

વિ. વિ. કે ચિ. ભાઈ મંગળને ઉપવીત આપ્યા નિમિત્તે આવતી કાલે મારે ત્યાં જમણવાર છે; માટે વિનંતી કે આપ સહકુટુંબ, ચાકરનોકર તથા

પરોણાપાઈ સાથે પધારી કૃતાર્થ કરશો. ભોજનનો સમય સાંજના ૭ વાગ્યાનો રાખ્યો છે. તા. ૨૦મી મે, સને ૧૮૯૯.

સેવક,

હરકીસનદાસ વૃંદાવનદાસ ચોકસી.

૧૩.

પરી. મંગળદાસ પાનાચંદ,

જત અમારા મિત્ર રાજશ્રી શા. ત્રિકમલાલ પ્રાણુલાલને રૂ. ૧૦૦) અંકે એક સો રૂપીઆ અમારે ખાતે લખીને આપજો. સંવત ૧૯૫૬ના જેઠ વદ ૧૨ ને ભોમ. લી. ઝવેરી હેમચંદ ખેમચંદ.

---

# કાગળપત્રો.

---

## क (સાધારણ જાતના.)

૧.

(મિત્રનો.)

પાટણ, તા. ૨જી સપ્ટેમ્બર, સને ૧૯૦૦.

પરમ પ્રિય ભાઈ જગન્નાથ,

વિ. વિ. કે છુટા પડ્યા પછી હું તમને પત્ર લખી શક્યો નથી તેથી દીલગીર છું. નોકરી મેળવવાની આશામાં ઘણે ઠેકાણે મારે રખડવું પડયું. જ્યાં જાઉં ત્યાં "જગા ખાલી નથી, અને ખાલી થવાનો સંભવ પણ નથી," એવો જવાબ મળે. એથી હું કંટાળ્યો. મને એમ થયું કે સરકારી નોકરી માટે રખડવા કરતાં કોઈ વ્યાપારરોજગારમાં પડયો હોત, અથવા હુન્નરકારીગરીની કેળવણી લીધી હોત, તો વધારે સારૂં થાત. આખરે ઈશ્વરકૃપાએ અને મારા પિતાજીના એક ભલા મિત્રની મહેનતથી મારો પત્તો લાગ્યો છે. ગઈ કાલથી મુન્સફ કોર્ટમાં મને રૂ. ૨૦ની કારકુનની જગા મળી છે. શરૂઆત સારી થઈ છે, અને સંતોષકારક કામ કરી બતાવ્યાથી આગળ વધવાનો સંભવ સારો છે. સૌ મિત્રોને ઘટારત કહેશો.

લી. સ્નેહાંકિત,

કાશીરામ શિવશંકર ઉપાધ્યાય.

૨.

( ઉપરનાનો જવાબ. )

અમદાવાદ, તા. ૪થી સપ્ટેમ્બર, સને ૧૯૦૦.

**પરમ પ્રિય ભાઈ કાશીરામ,**

તમારો તા. ૨જી ચાલતા માસનો પત્ર વાંચી આનંદ થયો છે. લાંબી મુદતથી તમારા તરફના કંઈ પણ સમાચાર ન મળવાને લીધે ચિંતા થતી હતી. તમારો પત્તો જાણ્યા વગર હું પણ તમને લખી શક્યો નહિ.

તમને નોકરી મળ્યાની વાત જાણી સર્વ મિત્રો ખુશી થયા છે. તમારા પિતા કૈલાસવાસી થતાં કુટુંબના નિર્વાહ માટે તમારે અભ્યાસ છોડી નોકરી લેવાની જરૂર પડી, તે માટે કોઈનો ઈલાજ નથી. તમે આગળ અભ્યાસ ચલાવી શક્યા હોત, તો મારી ખાત્રી છે. કે તમે મોટું નામ મેળવત. વ્યાપારરોજગારમાં કે હરકોઇ કામમાં તમે ફતેહમંદ નીવડો એવી બુદ્ધિ ઈશ્વરે તમને બક્ષી છે, તે માટે તેનો પાડ માનવાનો છે. હું આશા રાખું છું કે જેમ તમે તમારો અભ્યાસ ખંતથી, મહેનતથી અને એકચિત્તથી કરતા હતા, તેમ નોકરી પણ તેવીજ રીતે કરશો. પ્રમાણિકપણું અને નીમકહલાલી એ સદ્‌ગુણો નોકરીમાં અવશ્ય જોઈએ. એ વડે તમે ઉપરીઓને સંતોષ આપી તમારા કામમાં યશ મેળવી શકશો.

મિત્રમંડળ તમને વારે વારે યાદ કરે છે. વખતોવખત પત્રનો લાભ આપતા રહેશો એવી આશા છે.

સ્નેહાંકિત,

**જગન્નાથ રામનાથ દ્વિવેદી.**

૩.

( પુત્રનો પિતા ઉપર. )

જુનાગઢ, તા. ૬ઠ્ઠી, સપ્ટેમ્બર, ૧૯૦૦.

**તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી,**

પ્રભાસપાટણથી છેલ્લો પત્ર લખ્યો હતો, તે પહોંચ્યો હશે. આપના તરફના સમાચાર ઘણા દિવસથી ન મળવાને લીધે ચિંતા થાય છે.

આપ કહેતા હતા તે પ્રમાણે ગીરનારની શોભા જોઈને હું તો છકજ થઈ ગયો. ઈશ્વરની લીલા અને મનુષ્યની કૃતિ બંને અદ્‌ભુત છે. ત્રણ રાત્રી અમે ડુંગર ઉપર કાઢી. પશ્ચિમમાં આથમતા સૂર્યવડે થએલો વાદળાંનો વિચિત્ર રંગ, પૂર્વમાં ચંદ્રના ઉદયથી થઈ રહેલી અલૌકિક શોભા, જુદાં જુદાં શિખરો ઉપરનાં વૃક્ષોની ઘટા, રંગબેરંગી પક્ષીઓના કિલકિલાટ અને પોતાના માળા તરફ જવાની તેમની ઉડાઉડ, તળેટીમાં સર્પાકારે વહેતી નદીઓની વિચિત્રતા, અને ઠેકાણે ઠેકાણે વહેતાં ઝરણો તથા ધોધવાના સુસવાટ, બિલોરી રંગ, અને તેમાંથી ઊડતી છાંટમાં થતાં ઈંદ્રધનુષ્ય જોઈને માણસનું વલણ તેના કર્ત્તા તરફ ગયા વગર રહેતુંજ નથી. ડુંગર ઉપરનું ગાંભીર્ય જોઈ માણસ સંસારનાં દુઃખો ને ખટપટ વીસરી જાય છે, અને તેનું ચિત્ત પરમ કૃપાળુ પરમેશ્વર તરફ ખેંચાય છે. ડુંગરમાંથી કોતરી કાઢેલાં દેવળો તથા મૂર્તિઓ, રાખેંગારનો મહેલ, માતાનાં દેવળો, ચઢવાને બાંધેલાં પગથીઆં, અને અશોક રાજાના કોતરી કાઢેલા લેખ એ મનુષ્યની અદ્‌ભુત કૃતિના નમુના છે.

મારાં માતુશ્રી તથા ચંદન બેન ખુશીમાં છે; તેમણે બધાંની ખબર પૂછી છે. મોટા ભાઈને તથા ભાભીને મારા પ્રણામ.

લિ૦ **આજ્ઞાધારક હીરાલાલના**
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

૪.

(ઉપરનાનો ઉત્તર.)

વડોદરા, તા. ૯–૯–૧૯૦૦.

**ચિરંજીવી ભાઈ હીરાલાલ,**

તમારો તા. ૬ઠ્ઠીનો જુનાગઢથી લખેલો પત્ર વાંચી અતિ આનંદ થયો. મારે ખાસ કારણને લીધે મુંબઈ જવું પડયું હતું, તેથી તમારો પ્રભાસથી લખેલો કાગળ પણ ગઈ કાલેજ વાંચવામાં આવ્યો. મોટા ભાઈ પરીક્ષા આપવા ગએલા છે, તેથી તમને ઉત્તર લખાયો નથી.

તમે નાની વયમાં સૃષ્ટિસૌંદર્યની ખુબી પિછાણી શકો છો, અને તેથી થતો આનંદ અનુભવી શકો છો, એ જાણી હું બહુ ખુશી થયો છું.

ગુજરાતમાં ગીરનાર તે ગીરનારજ છે; પણ જ્યારે તમે એથી મોટા પર્વતો જેવા કે મહાબળેશ્વર, નીલગિરિ, હિમાલય આદિ જોશો ત્યારે ગીરનાર તેમના મોં આગળ કંઈ વિસાતમાં નથી એમ તમને લાગશે. ગીરનાર કરતાં પણ ચઢે એવી મનુષ્યકૃત કારીગરી આબુના ડુંગર ઉપર છે. અશોકના લેખ અને તેમનું ભાષાંતર મારી પાસે છે. તમે આવો ત્યારે તે વાંચી જોશો, તો અશોક કેવો પ્રતાપી રાજા હતો, અને આવા લેખ કોતરવાનો તેનો કેવો રૂડો ઉદ્દેશ હતો, તે તમારા જાણવામાં આવશે.

તમારાં માતુશ્રી તથા બેન ચંદનને બોલાવજો. તમારાં ભાભી સૌ. સરસ્વતીએ તમને તથા ચંદનને આશિષ અને તમારાં માતુશ્રીને પગેલાગણું કહ્યું છે. શરીર સાચવજો, અને વહેલા ઘેર અવાય તેમ કરજો.

શુભેચ્છક,

**મનોહરદાસના આશીર્વાદ.**

૫.

( ધનાઢ્ય ઉપર ધરવટવાળા અધિકારીનો. )

**પરમ સ્નેહી શેઠજી ધરમશી મોરારજી,**

વિશેષ મારો દીકરો ચિ. હરિપ્રસાદ અંગ્રેજીની પ્રાવેશિક (મેટ્રિક્યુલેશનની) પરીક્ષા આપવા સારૂ અત્રેથી આવતી કાલે મેલ ટ્રેનમાં નીકળી મુંબઈના ગ્રાંટ રોડ સ્ટેશને શનિવારે સવારે ઉતરશે. તે પહેલવહેલો મુંબઈ આવે છે, અને બીનમાહીતગાર છે, માટે મહેરબાની કરી તેને લેવાને સ્ટેશન ઉપર કોઈને મુદ્દામ મોકલશો, અને આપને ત્યાં તેને ઉતરવાની ગોઠવણ કરશો એવી આશા છે.

આપનાં માતુશ્રીને તથા ભાઈને મારા યથાયોગ્ય કહેશો. તસ્દી માફ કરશો. સુરત તા. ૧૫મી નવેમ્બર, ૧૯૦૦.

લી૦ સ્નેહાંકિત,

**જયપ્રસાદના ભગવત્સ્મરણ.**

૬.

( ઉપરનાનો ઉત્તર. )

મુંબઈ, તા. ૧૭મી નવેમ્બર, સને ૧૯૦૦.

**પરમ સ્નેહી રાજમાન રાજશ્રી જયપ્રસાદભાઈ,**

આપનો તા. ૧૫મીનો પત્ર પહોંચ્યો. ભાઈ હરિપ્રસાદ આજ રોજ સવારે મેલ ટ્રેનમાં સુખરૂપ પહોંચ્યા છે. તેમને માટે બનતી ગોઠવણ કરી છે. તેમના તરફની કંઈ ફીકર ચિંતા કરશો નહિ. બીજું કામકાજ લખશો.

અમે સો ખુશી આનંદમાં છીએ. આપના કુશળ સમાચાર ભાઈ હરિપ્રસાદે કહ્યા, તે જાણી ખુશી થયા છીએ. મારાં માતુશ્રીએ આપને યથાયોગ્ય લખાવ્યા છે.

લિ૦ સેવક,

**ધરમશીના જયગોપાળ.**

૭.

( પુત્રનો પિતા ઉપર. )

મુંબઈ, ચીનાબાગ,

ગુરુવાર, તા. ૨૨મી નવેમ્બર, ૧૯૦૦.

**શિરછત્ર તીર્થરૂપ પૂજ્ય પિતાજી જયપ્રસાદ,**

લિ. આજ્ઞાંકિત સેવક હરિપ્રસાદના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેવામાં અંગીકાર કરશો. વિશેષ આજ સુધી પરીક્ષામાં રોકાયાને લીધે મારાથી પત્ર લખાયો નહિ, તેને માટે માફી માગું છું.

હું સુરતથી નીકળ્યો તે વખતે આગગાડીમાં ઘણી ભીડ હતી, પરંતુ નવસારી સ્ટેશને અમારી ગાડીમાંથી ૧૫–૨૦ ઉતારૂ ઉતરી પડ્યા, તેથી મને સારી રીતે સૂવાની જગા મળી. શનિવારે સવારના ૬॥। વાગતાં ગ્રાંટ રોડ સ્ટેશને હું ઉતર્યો. રા. વાડીલાલભાઈ ત્યાં ગાડી લઈને મને તેડવા આવ્યા હતા, તેથી મને કોઈ રીતની હરકત પડી નહિ.

મેં સાંભળ્યું હતું કે મુંબઈમાં ગીચ વસ્તીને લીધે ઉતરવાને સારી જગા મળતી નથી, પરંતુ હું ઉતર્યો છું તે ચીનાબાગ તો એક રાજમહેલના જેવી સુંદર, સ્વચ્છ ને વિશાળ જગા છે. મારા ઉતારાની ત્યાં પ્રથમથી ઉત્તમ પ્રકારે ગોઠવણ કરી રાખેલી હતી. આપની આજ્ઞા પ્રમાણે મેં શેઠ અને શેઠાણીના કુશળ સમાચાર પૂછ્યા, અને તેમણે પણ આપની કુશળતા પૂછી. તેમનો સ્વભાવ ઘણો માયાળુ છે. તેમના ઘરનાં તમામ માણસો મારા ઉપર એટલી બધી પ્રીતિ અને મહેરબાની રાખે છે, કે અત્રે ઘર છોડીને આવ્યો હોઉં એમ મને બીલકુલ લાગતું નથી. પરીક્ષાને માટે તૈયારી કરવામાં અત્રે મને અનુકૂળતા થઈ છે.

પરીક્ષા આજ રોજ પુરી થઈ છે. પરીક્ષા વખતે કેમ વર્તવું એ વિષેની આપની શિખામણ મને ઘણી ઉપયોગી થઈ પડી. કેટલાક છોકરાઓ કાગળ વાંચતાંજ ગભરાઈ ગયા, અને અર્ધા કલાકમાં પરીક્ષકને થોડાક જવાબના કાગળ સોંપી ઊઠી ગયા. મેં સાવધાન રહી ધીરજથી બધા સવાલો પ્રથમ વાંચ્યા. દરેક સવાલમાં શી મતલબ છે તે લક્ષમાં લીધી. પછી સહેલા સવાલના જવાબ છુટા છુટા કાગળ ઉપર લખ્યા. દરેક જવાબ લખી તે લક્ષપૂર્વક ફરી તપાસ્યો. પછી અઘરાં જવાબ લખ્યા. આ રીતે છુટા કાગળો ઉપર લખેલા બધા જવાબ અનુક્રમવાર ગોઠવ્યા, અને ફરીથી વાંચી ગયો. ત્યારબાદ તે પરીક્ષકને આપ્યા. મારા વિચાર પ્રમાણે મેં જવાબ ઠીક આપ્યા, તેથી પરીક્ષામાં પાસ થવાની આશા રાખું છું.

અત્રેની પ્રખ્યાત જગાઓ જોઈ શુક્રવારની રાતે મેલ ટ્રેનમાં બેસી સુરત આવવા ધાર્યું છે.

મારાં માતુશ્રીને મારા દંડવત્ પ્રણામ, અને ભાઈ ચીમન તથા બેન મંગળાગૌરીને ઘટારત. શેઠ ધરમશીએ તથા તેમનાં માતુશ્રીએ આપને ભગવત્સ્મરણ કહ્યાં છે.

લિ. આજ્ઞાંકિત સેવક હરિપ્રસાદના

સા. દં. પ્રણામ.

૮.

( પ્રત્યુત્તર નં. ૬નો. )

સુરત, તા. ૨જી ડીસેમ્બર, સને ૧૯૦૦.

**સ્નેહસાગર શેઠ ધરમશીભાઈ,**

આપનો તા. ૧૯ ગયા માસનો પત્ર વાંચી હું ઘણો ખુશી થયો છું. આપે અત્યંત માયા અને કાળજીથી ચિ હરિપ્રસાદની બરદાસ કરી, તેને માટે હું આપનો અને આપનાં માતુશ્રીનો મોટો ઉપકાર માનું છું. અમારા ઘર કરતાં પણ તેને વધારે સુખ આપને ત્યાં મળ્યું છે, એ જણાવી તે આપના ઘરનાં તમામ માણસોનાં બહુ વખાણ કરે છે, અને આપનો બહુ ઉપકાર માને છે.

તા. ૧૯ની લગભગ પરીક્ષાનું પરિણામ જાહેર થવાનું છે, તે વખતે કૃપા કરી તપાસ કરાવશો, અને ચિ. હરિપ્રસાદ પાસ થએલો જણાય તો મને તાર મોકલવાની અને વિગત પત્રદ્વારા જણાવવાની મે. કરશો.

આ સાલ રૂનો પાક સાધારણ થશે. નવું રૂ બજારમાં થોડી મુદત પછી આવવા માંડશે.

આપનાં માતુશ્રીને તથા ભાઈને મારા યથાયોગ્ય.

લિ. આપનો આભારી,

**જયપ્રસાદના ભગવત્સ્મરણ.**

૯.

( ઉપરનાનો ઉત્ત . )

મુંબઈ, તા. ૨૦મી ડીસેમ્બર.

**પરમ સ્નેહી રા. રા. જયપ્રસાદભાઈ,**

ચિ. ભાઈ હરિપ્રસાદ પરીક્ષામાં પાસ થયાના શુભ સમાચારનો તાર તમારા ઉપર મોકલ્યો છે. તેમણે પરીક્ષા સારી રીતે પસાર કરી એ જાણી અત્યંત ખુશી થયો છું. સંસ્કૃતમાં તેમને સૌથી વધારે દોકડા મળવાથી તેમને રૂા. ૧૫)ની સ્કૉલરશિપ મળી છે. આવી સારી ફતેહને માટે અમે સૌ આપને તથા ભાઈ હરિપ્રસાદને મુબારકબાદી આપીએ છીએ.

ભાઈ હરિપ્રસાદ અત્રે રહ્યા તે વખતની એમની ચપળતા, મહેનત અને અભ્યાસ ઉપર પ્રીતિ જોઈ અમને સૌને ખાત્રી હતી, કે તે સારી રીતે યશસ્વી થશે. તેમની રીતભાત ને વર્તણુકથી અમારાં માતુશ્રી ઘણાં ખુશી થયાં છે. જો માબાપ પોતાનાં છોકરાંની વર્તણુક અને કેળવણી ઉપર સારી દેખરેખ અને કાળજી રાખે, તો છોકરાં કેવાં સારાં નીવડે, તેનો દાખલો ભાઈ હરિપ્રસાદ છે.

હવે આગળ અભ્યાસ કરવા સારૂ અત્રેના વિદ્યાલયમાં દાખલ થવાને ભાઈ હરિપ્રસાદ ક્યારે આવવાના છે તે લખશો. મારાં માતુશ્રીએ જણાવ્યું છે, કે તેમને રહેવાની ગોઠવણ અમે અમારી વાડીમાં કરી શકીશું.

હાલ અત્રે પણ રૂનો બજાર વખાણવા જેવો નથી, તથાપિ મિલો (રૂ કાંતવા વણવાનાં કારખાનાં) ને માથે જે અવદશા ચાલે છે, તેમાં કંઈક સુધારો થવાનાં ચિહ્ન દેખાય છે.

અત્રે સૌ ખુશી આનંદમાં છીએ. ભાઈ હરિપ્રસાદ આગળ પણ આવી સારી ફતેહ પામે, એવી આશા રાખીએ છીએ.

લિ. સેવક,

**ધરમશી મોરારજીના ભગવત્સ્મરણ.**

**૧૦.**

(ઉપરનાનો ઉત્તર.)

સુરત, તા. ૨૪મી ડીસેમ્બર.

**સદાહિતકારી શેઠજી સાહેબ,**

આપનો તા. ૨૦મીનો પત્ર વાંચી હું અત્યંત ખુશી થયો છું. આપે તસ્દી લઈ ચિ. હરિપ્રસાદ પાસ થવાની ખબર મુબારકબાદી સાથે આપી, તેને માટે હું આપનો મોટો આભાર માનું છું. તાર વખતસર પહોંચવાથી સઘળાંની આતુરતા દૂર થઈ, ને હરિપ્રસાદને તો શેર લોહી ચડયું હશે.

આપનાં માતુશ્રીના અભિપ્રાયમાં ચિ. હરિપ્રસાદની વર્તણુક અને રીતભાત સારી જણાઈ, તેથી હું બહુ ખુશી થયો છું. નીતિભરેલી વર્તણુક અને સારી રીતભાત ઉપર આપના સ્વર્ગવાસી પિતાનું ખાસ

લક્ષ હતું, અને તેજ પ્રમાણે આપનાં માતુશ્રીનું છે તે હું જાણું છું. વિદ્યા કરતાં સદ્‌ગુણ અને સુનીતિ માણસને વધારે દિપાવે છે; માટે વિદ્યાની સાંથે એવા ગુણ હોય તોજ માણસ સુયશ મેળવી શકે છે, એ આપના પિતાનું વારંવાર બોલવું હતું. નાનપણમાં છોકરાં ઉપદેશ કરતાં અનુકરણથી વધારે શીખે છે, એ વાત ઘણાં માબાપ વીસરી જાય છે, અને કેટલીક વાર બાળકના દેખતાં પોતે અયોગ્ય રીતે વર્તે છે. તેમનાં અયોગ્ય લાડ અને વર્તણુકની માઠી અસર છોકરાંના કુમળા મન ઉપર વહેલી થાય છે, અને તેથી તેમનો આખો જન્મારો બગડે છે. આવું માઠું પરિણામ ન નીપજે, તેને માટે અમે બનતી સાવચેતી રાખી છે.

ચિ. હરિપ્રસાદ મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજ (વિદ્યાલય) માં દાખલ થવા સારૂ તા. ૨૯ મીને રોજ અત્રેથી નીકળશે. આપની વાડીમાં તેને રહેવાની ગોઠવણ કરવાનું જણાવ્યું, તેને માટે આપનાં માતુશ્રીનો તથા આપનો હું મોટો ઉપકાર માનું છું; પરંતુ આપની મહેરબાનીનો આ લાભ લઈ શકાય તેમ નથી તે માફ કરશો. તેના બીજા સોબતીઓની સાથે કોલેજમાં રહી અભ્યાસ કરવાની તેની ઇચ્છા છે, અને તે મને પણ પસંદ પડે છે; કેમકે ત્યાં બીજા સારા છોકરાઓનું વર્તન જોઈ ભણવામાં ઉત્તેજન મળે, પુસ્તકોની તથા બીજાં સાધનોની મદદ જલદી મળે, અને શિક્ષકોની દેખરેખ નીચે પણ સ્વતંત્રપણે રહેવાથી કેટલાક ઉપયોગી ગુણો પ્રાપ્ત થાય.

લિ૦ સેવક,

**જયપ્રસાદ.**

## ૧૧.

( બેનનો ભાઈ ઉપર. )

**પરમ પ્રિય વડીલ બંધુ રણછોડલાલ,**

મુ. વડોદરા.

પેટલાદથી લિ. બેન મહાકોરના પ્રણામ. શ્રી મહાપ્રભુની કૃપાથી અહીં સૌ ખુશી આનંદમાં છે. ગઈ કાલે બેન લક્ષ્મી આવ્યાં, તેમણે આપણા ઘરની ખબર કહી, તેથી સમાચાર જાણ્યા. તમે કામમાંથી નવરા

ન પડે, તેથી કદાચ તમને કાગળ લખવાની ફુરસદ મળે નહિ; પણ અમારાં ભાભીશ્રી આખો દિવસ શું કરે છે? ઘેર ચાકરનોકર છતાં તેમને નવરાશ ન મળે, એ માનવા જેવું નથી. માબાપ સ્વર્ગવાસી થયાં, અને તમે કોઈ મારી ખબર ન લો, તો મને ઓછું આવે એ સ્વાભાવિક છે.

ચિ. ભોગીલાલનું આ સાલ લગ્ન લેવાની વાત કાને આવી છે. એ સલાહ તો અમારાં ભાભીશ્રીની હશે, એમ મને લાગે છે. ભોગીલાલ હજુ પંદર વર્ષનો તો થયો એ નથી, અને કન્યાને તો હજુ હવે દસમું વર્ષ બેસશે, છતાં તેને પરણાવવાની ગાંડાઈ તમે કેમ કરો છો તે સમજાતું નથી. ચિરંજીવી ભણવામાં ઘણી મહેનત લે છે, તેથી તેનું શરીર પણ નબળું રહે છે.

નાની બેન હરકોરને સાસરે દુઃખ છે, અને જમાઈ પણ સારો નથી. એના તરફથી મારૂં કાળજું ધીકતું રહે છે. હું પરગામ પડી, તેથી એના દુઃખમાં ભાગ લઈ શકતી નથી; પણ ભાઈ, તમે એની બરદાસ જરૂર લેજો. માબાપ નહિ તેથી એને ઓછું આવતું હશે. કંઈ વધારે પડતું લખાયું હોય, તો માફ કરશો. લિ૦ બેન

મિતિ કાર્તિક વદ ૭. મહાકોરના પ્રણામ.

## ૧૨.

(ઉપરનાનો ઉત્તર.)

**મારી વહાલી બેન અખંડ સૌ. મહાકોર,**

મુ. પેટલાદ.

તમારો વદ ૭નો પત્ર વાંચી સમાચાર જાણ્યા. મારા તરફથી કાગળ નથી મળતો, તેથી તને માઠું લાગ્યું જણાય છે; પણ બેન! મારી હાલત તને માલમ નથી. મારે સવારથી સાંજ સુધી આથડવું પડે છે. બાપાએ ઉઘરાણીના એટલા બધા લોચા મૂક્યા છે, કે તેનો પારજ આવતો નથી.

તમારી ભાભી કાગળ લખતાં શરમાય છે. તે કહે છે કે બેને સારી વિદ્યા સંપાદન કરી છે, તેથી મારૂં ગાંડુંઘેલું લખેલું જોઈ તેમને હસવું આવે! મારા ઉપદેશથી ને ટોકવાથી તે અભ્યાસ પાછળ મચી છે. હાલ પાંચમી ચોપડી વાંચે છે.

બેન, તું સમજુ થઈને છેલ્લે પાટલે બેસે, અને મારે માથે દોષ મૂકે, એ તને ઘટતું નથી. માબાપ ગુજરી ગયાં, માટે ભાઈબેનનું હેત ઓછું શા માટે થાય વારૂ ! અમે તને રોજ સંભારીએ છીએ, ને ઇચ્છીએ છીએ કે તું માસ બે માસ અહીં રહી જાય.

નાની બેનને માટે મને કંઈ થોડું લાગતું નથી; પણ એ છોડી એવી ડાહી છે કે વેરીમાં વાસ કરે. એના ગયા પછી વેવાઈના ઘરનું નાવ સારૂં ચાલે છે. જમાઈ પણ સુધરતા જાય છે. બેનની રહેણીકરણી એવી છે, કે સૌને વહાલી લાગે. અહીં બીજે ત્રીજે દહાડે આવે છે, ત્યારે એની ભાભીને એટલી ખુશી કરી નાખે છે, કે તેનું હેત મારા કરતાં પણ એના ઉપર વધારે થયું છે. એને કોઈ પણ જાતનું દુઃખ ન પડે, એવી ગોઠવણ કરી છે.

વેવાણે લગ્નની જીદ પકડી હતી, પણ અમે તેમને સમજાવીને તે બંધ રખાવ્યું છે. ચિ. ભોગીલાલે અંગ્રેજી પાંચમી ચોપડી પુરી કરી છે. તે કોઈને ઝંખ્યા કરે છે. ભાણાની પ્રકૃતિ હવે કેવી રહે છે? ઘરમાં સર્વને અમારા યથાયોગ્ય. સંવત ૧૯૫૭ના કાર્તિક વદ ૯. લિ. શુભેચ્છક

૧૩. રણછોડલાલની આશિષ.

( બેનનો બેન ઉપર. )

**અખંડ સૌભાગ્યવતી વહાલી બેન હરકોર,**

મોટા ભાઈનો કાલ રોજ કાગળ આવ્યો, તેમાં તારી સુચાલ વિષે થોડી લીટી લખી હતી, તે ફરી ફરીને વાંચી. બેન ! તારે માટે મારૂં રોજ શેર શેર લોહી બળતું હતું, પણ એ કાગળ વાંચ્યો ત્યારથી મારા મનને ટાઢક વળી છે. લોકો કહે છે કે બૈરાંને ભણીને ક્યાં કમાવા જવું છે ? કમાવા માટેજ જો ભણવાનું હોય, તો કદાચ બૈરાંને ભણવાની જરૂર ન ગણાય. ભણતર કેટલું ઉપયોગી છે, એ તારા દાખલાથી માલમ પડી આવે છે. ઘર ખાલી હોય, અને ધણીમાં ઠેકાણું ન હોય, એવે સમયે સાસરામાં સમાસ કરવો, ઘર નિભાવવું, સૌને રાજી રાખવાં, અને નિરાશ નહિ થતાં હિંમતથી સંસારનું નાવ ઠેલવું, એજ ભણતરનો ઉપયોગ છે, તથા એમાંજ બૈરાંની બુદ્ધિની ને ડહાપણની કસોટી છે. તારા વર્તનથી હું ખરેખર

બહુજ ખુશી થઈ છું. ધન્ય છે તને, કે છેક નાની ઉંમર છતાં તું પાકી ઉંમરનાં બૈરાં કરતાં પણ વધારે ખબરદારી ધરાવે છે. કોઠારી ભણેલા તો ઠીક છે, પણ માબાપના અતિ લાડથી તેમણે કામકાજ તરફ લક્ષ આપ્યું નથી; એમ છતાં મને આશા છે, કે તારો દાખલો જોઈ તેઓ જલદી ઠેકાણે આવશે. તું સમજુ છે, એટલે વધારે લખવાની જરૂર નથી. વખત અને સ્થિતિ પ્રમાણે ચાલવું, એમાંજ ડહાપણ છે. ભાણાને નવરાત્રિમાં ત્રીજું બેસશે. કાલું કાલું બોલીને તે બધાંને હસાવે છે. ચાવળો બહુ થશે. તેં તો એને છેક નાનો જોએલો. મોટા ભાઈના લખવાથી હું દિવાળી પછી વડોદરે આવવાનો વિચાર રાખું છું. આ વખત તો બે ચાર માસ રહેવું ધાર્યું છે; કેમકે મન અકળાયું છે. તમને સર્વેને મળવાનું ઘણું મન છે. જવાબ લખવામાં આળસ કરીશ નહિ. મિતિ ભાદરવા વદ ૪ ને રવેઉ, સંવત ૧૯૫૮, પેટલાદ. લિ. **શુભેચ્છક મહાકોરના**

**૧૪.** આશીર્વાદ.

( ઉત્તર. )

સ્વસ્તિ શ્રી પેટલાદ, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, અખંડ સૌભાગ્યવતી, શ્રીમતી, શીલવતી મારાં વહાલાં બેન મહાકોર. એતાન શ્રી વડોદરેથી લિ. આજ્ઞાંકિત બાળક હરકોરના દંડવત્ પ્રણામ. તમારો પત્ર મિતિ ભાદરવા વદ ૪ નો વાંચીને અતિ આનંદ થયો. કાગળનો વચલો ભાગ વાંચતાં મારા મનમાં અનેક વિચાર સાથે સાથે પેદા થયા. પાછલું સુખ, હાલની સ્થિતિ, માબાપનો કાળ, તમારો વિયોગ, એ સર્વેએ મારા મન પર એટલી ભારે અસર કરી, કે મારી આંખોમાંથી આંસુધારા ચાલી. તમારો પત્ર ઝટ ખસેડી દીધો ન હોત, તો તે સઘળો ભીંજાઈને ખરાબ થઈ જાત; પણ આખરે તમારા જેવી મોટી બેનનો વિસામો છે, અને ભાઈ ભોજાઈ પણ સારી પેઠે માયા રાખે છે, એથી મેં મન વાળ્યું. મારી સ્થિતિથી હું જરાએ દીલગીર નથી; કેમકે ઈશ્વર જે કરે છે તે સારાનેજ માટે, એમ હું માનું છું. સાદી ને ગરીબ હાલતમાં જે સુખ ગણાય છે, તે મારે જાતે જાણી જોવું છે. એવેજ સમે આપણા ભણતરની, ડહાપણની ને દૃઢ મનની કસોટી થાય છે. તમારી શિખામણ મને કીમતી થઈ પડશે.

મારી સારી ચાલને માટે તમે રાજી થાઓ એ ઠીક છે, પણ એને માટે મને કંઈ શાબાશી ઘટતી નથી; કેમકે સારી રીતે ચાલવું, એ હરેક સમજુ મનુષ્યનો ધર્મ છે. મેં જે નિયમ બાંધ્યા છે, ને ભીંતે કમાડે લખી રાખ્યા છે તે નીચે મુજબ છેઃ—

૧. કોઈ પણ હાલતમાં નિરાશ ન થવું.
૨. ઉદ્યમમાંજ સુખ ને આનંદ છે.
૩. ત્રેવડ ત્રીજો ભાઈ છે.
૪. ગમે તેવી હલકી ચીજ હોય, તેને પણ નકામી ન ગણવી.
૫. પાઈ–પૈસાનો સંચય કરવાથી પૈસાદાર થવાય છે.
૬. જેનો હાલ ખપ ન હોય, તે લેવું નહિ કે માગવું નહિ.
૭. ઉપડતે સાદે બોલવું નહિ, પણ હસમુખાં થઈ સૌને રાજી રાખવાં.
૮. વિનય વેરીને વશ કરે છે.
૯. સુખનું સાધનં સદ્ગુણ છે.
૧૦. મન મારવું; જેમ બને તેમ પોતાને માટે ઓછું માગવું.

આ દસ નિયમ મને સોનામહોરના થઈ પડ્યા છે. એ પ્રમાણે હું ચાલું છું, અને એથીજ મારા ઘરની હાલત સુધરવા માંડી છે. ભાણીઆને જોવા મારો જીવ તલસે છે. એને મારી વતી ખૂબ રમાડજો. વહાલાં બેન ! તમને જલદી ભેટવાની આતુરતાથી હવે હું બંધ કરૂં છું.

ભાદરવા વદ ૭, સંવત ૧૯૫૮. લિ. આજ્ઞાંકિત
હરકોરના સા. દં. પ્ર

## ૧૫. (વેવાઈનો.)

સ્વસ્તિ શ્રી સુરત બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, અનેક ઉપમાજોગ ત્રવાડી કરુણાશંકર દયાશંકર. એતાન શ્રી અમદાવાદથી લિ. પંડ્યા ધીરજ-રામ કેવળરામના નમસ્કાર વાંચજો. જત અત્રે સૌ ક્ષેમકુશળ છે. આપની કુશળતાના સમાચાર લાંબી મુદતથી મળ્યા નથી, તેથી ફીકર થાય છે; માટે સંભારીને પત્ર લખશો એવી ઉમેદ છે. ચિ. ચંદ્રશંકર અત્રેના વિદ્યાલય (કોલેજ) માં સંતોષકારક અભ્યાસ કરે છે. તેમના એક ગુરુ અમારી પડોશમાં રહેવા આવ્યા છે, ને તેઓ તેમના વિષે હંમેશાં

સારો મત આપે છે. ત્રવાડી જાતે મહેનતુ, ચપળ, બુદ્ધિવાન અને વિદ્યા ઉપરજ લક્ષ રાખનારા છે, તેથી આશા પડે છે કે તેઓ દરેક ઉંચી પરીક્ષામાં સારી રીતે પાસ થશે. નાનપણથીજ એમની કેળવણી પાછળ સારૂં લક્ષ આપેલું જણાય છે. તેમની રહેણીકરણી પણ વખાણવા લાયક છે. જો તેમની મરજી હશે, તો તેમને નાતાલની રજામાં સુરત મોકલીશું. ઘરમાં સૌને અમારા વતી ઘટિત કહેશો. તા. ૧૧મી નવેમ્બર, સને ૧૯૦૦.

લિ. સ્નેહી **ધીરજરામ**ના નમસ્કાર.

## ૧૬.

(ઉપરનાનો ઉત્તર)

સ્વસ્તિ શ્રી અમદાવાદ, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વે શુભોપમા લાયક પંડ્યા ધીરજરામ કેવળરામ તથા બાળગોપાળ. પ્રતિ શ્રી સુરત બંદરથી લિ. ત્રવાડી કરુણાશંકર દયાશંકરના જય મહાદેવ વાંચજો. જત અત્રે સૌ સુખરૂપ છે. આપની ખેરીઅતનો પત્ર તા. ૧૧ મી ચાલતા માસનો આવ્યો, તે વાંચી મળ્યા જેટલો સંતોષ થયો. એકાએક સાહેબ સાથે તાલુકાઓમાં ફરવા જવાનો પ્રસંગ આવ્યો. અને એક ગામથી બીજે ગામ એમ ઘણું કરીને રોજ દોડધામ ચાલવાથી પત્ર લખી શકાયો નહિ, તેથી લાચાર છું.

ચિ. ચંદ્રશંકર વિષે આપે જે હકીકત લખી તે વાંચી પરમ આનંદ થયો. પિતા તરીકે મેં મારી ફરજ બજાવી, તેમાં કંઈ વિશેષ કર્યું નથી. પરંતુ મારી મહેનત સફળ થઈ, એજ મોટા સંતોષની વાત છે. તેના બીજા પિતા આપ છો. આપ તેની સારી સંભાળ રાખો છો, તેથી હું આપનો ઉપકાર માનું છું. નાતાલમાં તે બે દહાડા આવી જાય તો ઘણું સારૂં; કેમકે અભ્યાસ કરવા સારૂ ગઈ રજામાં પણ તેનું અમદાવાદ રહેવું થયું, તેથી તેનાં માતુશ્રી તથા ભાઈ–બેનો તેને મળવા બહુ આતુરતા બતાવે છે.

હાલમાં અત્રે તાવનો ઉપદ્રવ એટલો વધી પડયો છે, કે પ્રત્યેક ઘેર એક કે વધારે મનુષ્યો તેના સપાટામાં આવી પડેલાં હોય છે. અમદાવાદમાં પણ તાવનું જોર વિશેષ છે, માટે બાળબચ્ચાંની સંભાળ રાખશો. સૌને અમારા વતી ઘટિત કહેશો. તા. ૧૩મી નવેમ્બર, સને ૧૯૦૦.

લિ. સ્નેહી **કરુણાશંકર**ના જય મહાદેવ.

## ૧૭.

( ઘરવટવાળા વેપારીનો અધિકારી ઉપર. )

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સકળ શુભગુણ-સંપન્ન રાજમાન રાજશ્રી દવે મંછારામ મયારામ. એતાન શ્રી અમદાવાદથી લિ. શા. દ્વારકાદાસ રણછોડદાસના જય શ્રીકૃષ્ણ વાંચશો. અત્રે સૌ કુશળ છે. આપની કુશળતાનો પત્ર કારતક સુદ ૫ ને વાર રવિનો લખેલો મળ્યો. તે વાંચી સમાચાર જાણ્યા છે. એજ પ્રમાણે પત્રદ્વારા દર્શનનો લાભ આપશો. આપના લખ્યા મુજબ વ્યવસ્થા કરી, તે નીચે પ્રમાણે છેઃ-

આપનું ઘર દુરસ્ત કરાવ્યું; તેમાં રૂા. ૨૫)નું ખરચ થયું છે, અને તે રકમ અમોએ આપને નામે લખીને ખરચી છે.

શેઠ કુબેર ધનજીને ત્યાં રૂા. ૧૭૫) આજ રોજ ભરી આવ્યો છું. તેમણે આપના ખાતામાં તે રકમ આજની મિતિની જમે કરી છે.

રેશમી ફોફળીઆ સાડીઓ નં. ૨ તથા કસબી અબોટીઉં ગોટા-કોરનું નં. ૧ તથા ભરગછી વેલબુટ્ટીના ખંડ નં. ૩ એ રીતે કાપડ ભાઈ માણેકચંદ સાથે મોકલ્યું છે. તે પહોંચ્યાનો ઉત્તર મહેરબાની કરી લખશો. તેનો આંકડો (બિલ) આ સાથે બીડયો છે.

અત્રે મિલોના શેરનો ભાવ ઉતરવા માંડયો છે. આગળ ઉપર બજાર તેજીમાં આવવાનો સંભવ છે, તેથી આવા અરસામાં થોડા શેર લીધા હોય તો સારૂં, એમ મને લાગે છે; મરજી હોય તો લખી જણાવશો.

મારા સરખું કામકાજ લખશો. સંવત ૧૯૫૭ના કારતક સુદ ૧૦ ને વાર શુક્ર. લિ. શા. દ્વારકાદાસના જય શ્રીકૃષ્ણ.

## ૧૮.

( બાપનો દીકરા ઉપર. )

સ્વસ્તિ શ્રી વીરમગામ, મહાશુભસ્થાને, ચિ. ભાઈ નાનાલાલ વિઠ્ઠલદાસ. એતાન શ્રી કિલ્લે કપડવણજથી લિ. શુભેચ્છક વિઠ્ઠલદાસ નરોત્તમદાસની આશિષ વાંચજો. જત અત્રે હું ખુશીઆનંદમાં છું. તમારો પત્ર વદ ૧૧નો આવ્યો, તે વાંચી પરમ સંતોષ થયો.

સૌ. બેન મહાલક્ષ્મીના ભાણાનું લગ્ન આવતા માસમાં લેવાનું ઠર્યું છે, તે ખુશીની વાત છે; પણ એ શુભ પ્રસંગ ઉપર મારાથી ભાગ્યેજ આવી શકાશે. જો ન આવું તો તમારાં માતુશ્રીની સલાહ લઈને રીત કરતાં પણ પાંચ રૂપીઆ વધારે ખરચ કરજો. બેનને કોઈ રીતે ઓછું ન આવે એમ કરવું. એને માટે એક બનારસી સાડી મેં મંગાવી છે, તે ટપાલ મારફતે તમારા ઉપર પરભારી શ્રી કાશીક્ષેત્રથી આવશે.

તમારા મોળાઈ ભાઈ હરિવલ્લભને ઘેર પુત્રની પ્રાપ્તિ થયાની ખબર સાંભળીને ઘણો આનંદ થયો.

શા. પાનાચંદ અમીચંદને મિત્રદાવે દુકાન ભાડે આપી તેમની હરકત દૂર કરેલી, પણ ગાઢી ઘરવટને લીધે રીતસર ભાડાચિઠ્ઠી લખાવી ન લીધી, તથાં કેટલાંક વર્ષથી તેમનો હાથ ભીડમાં જાણી ભાડાનો તગાદો ન કર્યો, તેનો લાભ લઈને તેમના પુત્ર નેમચંદ દુકાનનો કબજો છોડતા નથી, અને દુકાન અમારી છે એમ કહી ધણી થઈ બેઠા છે, તેથી છેવટે ભુંડાશ કરવાનો વખત આવ્યો, એ દીલગીરીની વાત છે. મારા મિત્ર રા. રા. ચીમનરાયને મેં સઘળી હકીકતનો પત્ર લખ્યો છે, માટે તમે તેમને મળજો, અને તેમની સલાહ પ્રમાણે ઈલાજ લેજો.

ખેતરોનું ઉત્પન્ન આ વખતે સારૂં આવ્યાની ખબર જાણી. આપણા ખેડુતો સારા છે, માટે તેમને બનતાં સુધી બદલવા નહિ.

આપણું પંડયાવાળું મકાન જીર્ણ થઈ ગયું છે. તેની મરામત પાછળ ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦) લાગશે, એમ હું ધારૂં છું. આ મોસમમાં એ કામ લઈ બેઠા વગર છુટકો નથી. અંકલેશ્વરથી કાટની તજવીજ કરી છે. ઈંટો, ચુનો વગેરે જે સામાન જોઈએ, તેનો મારા મિત્ર રા. ધનેશ્વર ઓવરસીઅર પાસે અડસટ્ટો કરાવી તે માલ આજથી સહી કરી લેજો; કેમકે પછીથી તે મોંઘો થવાનો સંભવ છે.

બેન મણીનો અભ્યાસ ઘણો સારો ચાલે છે, એ જાણી ખુશી થયો. વધારે અભ્યાસ માટે તેને પુનાની છોકરીઓની હાઈસ્કૂલમાં મોકલવાનો મેં વિચાર રાખ્યો છે. આપણે અહીં અંગ્રેજી શીખવવાનું સાધન ન

હોવાથી તમે તેને થોડું થોડું પણ નિયમિત રીતે ઘેર શીખવજો. સૌને બોલવજો. જે સંભારે તેને અમારા જય શ્રીકૃષ્ણ કહેજો. સંવત ૧૯૫૭ના કાર્તિક વદ ૧૨. લિ. શુભેચ્છક વિઠ્ઠલદાસની શુભાશિષ.

૧૯.

( આશ્રિતનો રાજા ઉપર. )

સ્વસ્તિ શ્રી દેવગઢ, મહાશુભસ્થાને, પૂજ્યારાધ્યે, પરમદયાળ, પરોપકારી, સદ્‌ગુણનિધાન, ચતુરસુજાણ, વિવેકસાગર, અનેક શુભોપમા યોગ્ય, વિરાજમાન, નેકનામ, પ્રૌઢપ્રતાપી, મહારાઉલ શ્રી માનસિંહજી મહારાજ. એતાન શ્રી ભાવનગરથી લિ૦ ચરણરજ કિંકર બળદેવપ્રસાદ રામપ્રસાદના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેવામાં અંગીકાર કરશોજી. શ્રીમંતને પત્ર લખવા આ તાબેદાર પાત્ર નથી, છતાં આપના તરફથી જે અનહદ ઉપકાર મારા ઉપર થએલા છે, તેનો યત્કિંચિત્ પણ બદલો વાળવા આ દેહ સમર્થ ન હોવાથી પત્રદ્વારા મનના ઉદ્‌ગાર કાઢવા, અને આપ નામદારના કલ્યાણાર્થે પ્રભુની નિરંતર પ્રાર્થના કરવી, એજ સેવકનું કર્તવ્ય છે. માબાપ વગરના રખડતા બાળકને દયાની ખાતર રસ્તામાંથી ઉપડાવી તેને પાળીપોષી મોટો કરાવ્યો, વિદ્યાદાન અપાવ્યું, એટલુંજ નહિ પણ ઘરસંસારનાં સઘળાં સાધનો પુરાં પાડી નોકરીએ વળગાડ્યો, એથી મોટો ઉપકાર કયો ? જીવતદાન આપનાર અન્નદાતાને કૃતજ્ઞતા કેવી રીતે બતાવવી, તે મને સૂઝતું નથી. પરમ કૃપાળુ પરમેશ્વર પાસે મારૂં એટલુંજ માગણું છે, કે તે હંમેશ મને શ્રીમંતના ચરણારવિંદમાં રાખે, અને શ્રીમંતનું નિરંતર શ્રેય કરે. એજ વિજ્ઞાપના. સંવત ૧૯૫૭ના કાર્તિક વદ ૧૩. લિ. ચરણરજ કિંકર

બળદેવપ્રસાદના સા. દં. પ્રણામ.

૨૦.

( દીકરાનો બાપ ઉપરઃ મુસલમાનનો. )

મુરબ્બી કિબલા વ કઆબા વાલીદ જનાબ રહીમુદ્દીન નનુમીઆં સાહેબ,

મુ. પેટલાદ.

વડોદરેથી લિ ફિદવી કમતરીન શરિફુદ્દીનની આબાદ બંદગી ખિદમતે મુબારક કબુલ કરશોજી. બાદ અરજ કે અમારા મદ્રસાનો ઈમતિહાન

તા. ૧-૧૦-૧૯૦૦ના રોજ મુકરમ મોઆજમ જનાબ મેહેદીહુસેન સાહેબે લીધો. તેમાં તાબેદાર ધોરણ ૬ ઠ્ઠામાં પહેલે નંબરે પાસ થયો, તેથી ઈનામ પણ સારૂં મળ્યું છે. હવે આપ મુરબ્બી ફરમાવો, તો હું અંગ્રેજી મદ્રસામાં દાખલ થાઉં; કેમકે આજકાલ અંગ્રેજી ઈલ્મની કદર ઘણી છે; માટે આપ સાહેબના ખ્યાલે શરીફમાં તાબેદારની અરજ પસંદ પડે, તો અંગ્રેજી કિતાબો લેવા સારૂ રૂ. ૨૫) વેળાસર મોકલવા કરમ બખશી કરશો. ફી તો આપણે ભરવાની નથી; કેમકે શ્રીમંત નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે કરમ બખશી કરીને મુસલમાન કોમને માટે ફી માફ કરેલી છે, તે આપ સાહેબના જાણવામાં પણ હશેજ. મરજી મુનાસિબ હુકમ ફરમાવશો.
તારીખ ૫મી નવેમ્બર, સને ૧૯૦૦. લિ.

ફિદવી કમતરીન શરિફુદ્દીન.

## ૨૧.

### ( ઉપરનાનો જવાબ. )

સદા સરફરાજ ઉમરદરાજ બરખુદાર નૂરચશ્મ રાહત જાનમીઆં શરિફુદ્દીન,
મુ. વડોદરા.

પેટલાદથી લિ. દુઆગો રહીમુદ્દીન નનુમીઆંની દુઆ. બાદ લખવાનું કે આ તરફ ખુદા પાકના ફજલથી ખેરીઅત છે. તમારી ખેરો આફિયત ખુદાએ કરીમ ગફુર રહીમની દરગાહથી નેક ચાહું છું. તમારો પત્ર પહોંચ્યો. વાંચી હકીકત જાણી. તમે ઉર્દુ ધોરણ ૬ ઠ્ઠામાં પાસ થયા, તે વાંચી ઘણી ખુશાલી હાંસલ થઈ; જેથી ખુદાનો શુક્ર ગુજારૂં છું. એવી રીતે ખુદાતઆલા હંમેશાં તમારા તરફથી મુબારકબાદી સંભળાવે, એવી દુઆ માગું છું. તમે અંગ્રેજી અભ્યાસ કરવા સારૂ લખ્યું છે, અને તેને માટે જોઈતી કિતાબોની કિંમત માગી છે, તેથી અમે ઘણા ખુશી થયા છીએ. તમારા લખવા પ્રમાણે રૂ. ૨૫)નો મનીઑર્ડર કરી આજ રોજ ટપાલ મારફત મોકલ્યો છે. તેનાં નાણાં વસુલ કરી ખબર લખજો, અને જેમ બને તેમ જલદી કિતાબો વગેરે ખરીદ કરી અંગ્રેજી મદ્રસામાં દાખલ થજો. ઈલ્મ હાંસલ કરવામાં તમારાથી જેટલી કોશીષ થાય

તેટલી કરજો. અંગ્રેજી લફ્જ સાફ બોલી શકાય, અને માયના સારા યાદ રહે, એવી કાળજી રાખજો. તમારા માસ્તર સાહેબ સાથે અદબથી અને ઈજ્જતથી રહેજો. જ્યાદા લખવાની જરૂર નથી. આકીલને ઇસારો બસ છે. એજ. તા ૮મી નવેમ્બર, સને ૧૯૦૦. લિ.

દુઆગો રહીમુદ્દીન.

## ૨૨.

( પારસી દીકરીનો દાદા ઉપર. )

મુંબઈ, તા. ૧૦-૧૧-૧૯૦૦.

**નેકનામ મોટા બાવાજી,**

જત આજ ઘણા દિવસ થયાં, તમારા નેકદેદાર જોવાનું બન્યું નથી, તથા તમારા કાગજવડે આંખને ટાઢક વળવાનું થયું નથી, તેથી હું બેચેન રહું છું.

અત્રે સસરાજીના ઘરમાં ખુદાની મહેરબાનીથી કશી વાતની અડચણ નથી. મારાં સાસુમાયજી મને પોતાની વહાલી બેટીની માફક ગણે છે, અને મારા ઉપર ખૂબ મમતા રાખે છે. મારી ચાલચલગતમાં કંઈ ખામી આવવા દેતી નથી. તેમના સર્વ હુકમોને તાબે થઈ પડતા બોલ ઝીલી લઉં છું, માટે વહાલા બાવાજી ! મારે માટે તમે કંઈ બી કાળજી ધરાવતા ના.

મારાં સાસુમાયજીએ મહેરબાની કરી મને અત્રેની એલેકઝાન્ડ્રા હાઈસ્કુલમાં મોકલાવી સગવડ કરી આપી, તેથી આગળ અભ્યાસ કરવાની તક મળી છે. પુસ્તકો વગેરે જે જોઈએ, તે તેવણે મંગાવી આપ્યાં છે. આશા રાખું છું કે આવતા વર્ષની પરીક્ષા પસાર કરી સારૂં ઈનામ મેળવી શકીશ.

હાલ તરત તમારા હકમાં દુવા માગી આ કાગળ ખતમ કરૂં છું.

તમારી તાબેદાર વહાલી બેટી,

**શીરીનબાઈ.**

---

# કાગળપત્રો.

## ख. વિવાહવાજનના પત્રો.

### ૧.

### વધામણીનો પત્ર.

સ્વસ્તિ શ્રી અમદાવાદ, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વે શુભોપમા યોગ્ય ચોકસી જમનાદાસ હરજીવનદાસ. જોગ શ્રી ધોળકેથી લિ. દોસી પુરુષોતમ મંગળદાસના જય શ્રીકૃષ્ણ વાંચજો. જત અત્રે કુશળતા છે. તમારી કુશળતાના કાગળપત્ર સંભારીને લખજો. વિશેષ લખવા કારણ એ છે, જે અમારી દીકરી સૌ. દિવાળીને આજ સવારના છ વાગતે શુભ ચોઘડીએ પુત્ર પ્રાપ્ત થયો છે. બંનેની તબીયત સારી છે, માટે કંઈ ફીકર કરશો નહિ. વેવાણ ફીકર કરતાં હશે, માટે ગોર ભલાશંકર રૂપશંકરને આ વધાઈ–પત્ર લઈને તાબડતોબ રવાના કર્યા છે. કામકાજ લખજો. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૨ ને વાર શનેઉ.

### ૨.

### જનોઈ દેવાની કંકોત્રી.

સ્વસ્તિ શ્રી સોજીત્રા. મહાશુભસ્થાને, પૂજારાધ્યે, અનેક ઉપમા લાયક ભટ કાશીરામ દયાશંકર જોગ શ્રી ઉમરેઠથી લિ. સેલત ભૂધરજી કાળિદાસના નમસ્કાર વાંચજો. જત ચિ. ભાઈ મૂળજીને ઉપવીત દેવાનું શુભ મુહૂર્ત માગશર વદ ૮ ને વાર શુક્રે નિરધાર્યું છે. તે અવસરે આપ સહકુટુંબ પધારી શોભા આપશો. સંવત ૧૯૫૭ના માગશર વદ ૨ ને વાર શનિ. લિ. છગનલાલના નમસ્કાર. જત બડવો મનાવવામાં મામાનો ખપ પહેલો પડે, માટે તમારે આવ્યા વગર ચાલે તેમ નથી.

### ૩.

### લગ્નની કંકોત્રી *

સ્વસ્તિ શ્રી વડોદરા, મહાશુભસ્થાને, પૂજારાધ્યે સર્વે શુભોપમા યોગ્ય, શેઠ હરજીવનદાસ રણછોડદાસ. જોગ શ્રી અમદાવાદથી લિ. શેઠ દ્વારકાદાસ

---

* સીમંત સંબંધી કંકોત્રી આવીજ રીતે લખાય. તેમાં સૌ. ફલાણીનો ખોળો ભરવાનું મુહૂર્ત ઈત્યાદિ લખાય છે.

કસનદાસના જેગોપાળ વાંચશો. જત ચિ. ભાઈ કેશવલાલનું શુભ લગ્ન પોષ સુદ ૫ ને વાર બુધનું નિર્ધાર્યું છે. ને માંડવા મુહૂર્ત સુદ ૩ ને વાર સોમનું રાખેલું છે, તે ઉપર સાથ સર્વેને તેડીને વહેલા પધારજો. તમો આવે મંડપની શોભા રૂડી દીસશે. સંવત ૧૯૫૭ના માગશર વદ ૧૨ ને મંગળવાર.

૪.

લગ્નની કંકોત્રીઃ નવી પદ્ધતિ પ્રમાણે.

રા. રા. **ગિરિજાપ્રસાદભાઈ,**

વિ. વિ. કે અમારા બંધુ ભાઈ લક્ષ્મીપ્રસાદની દીકરી ચિ. ઈંદુમતીનાં શુભ લગ્ન પોષ સુદ ૭ તા. ૨૮મી ડીસેમ્બર ને શુક્રવારનાં નિર્ધાર્યાં છે. લગ્ન ગોરજ થવાનાં છે. મીજલસની બેઠક સુદ ૬ ને રોજ રાતના નવ વાગે રાખી છે. આશા છે કે તે બંને પ્રસંગે આપ સહકુટુંબ સપરિવાર મિત્રમંડળ સહિત પધારી શોભામાં વધારો કરશો.

ખાડીઆ, અમદાવાદ.
તા. ૨૧-૧૨-૧૯૦૦.

લિ૦ સેવક,
**શંભુપ્રસાદ દુર્ગાપ્રસાદ મહેતાના પ્રણામ.**

૫.

કંકોત્રીઃ મુસલમાનની.

**મહેરબાન સૈયદ અબદુલ્લા નાસર,**
મુ. અમદાવાદ.

**સલામ બાદ નૂરચશ્મ અમુમીઆંની શાદી તારીખ ૨૭મી માહે શાહબાન સને ૧૩૧૯ હીજરી મુતાબિક, તારીખ ૨૦મી માહે ડીસેમ્બર સને ૧૯૦૦ અંગ્રેજી વાર ગુરુના રોજ છે, માટે મહેરબાની કરી દિવસ ૪ પેસ્તર સહકુટુંબ તશરીફ ફરમાવી સરફરાજી કરશો.** તા. **૧૫-૧૨-૧૯૦૦.**

લિ. **તાબેદાર અમીરૂદીન બડામીઆંની સલામ.**

૬.

કંકોત્રીઃ પારસીની.

શ્રી દાદાર હોરમઝદની મદદ હોજો

**શેઠજી સાહેબ નસરવાનજી દાદાભાઈ ખંભાતા,**

જત શેઠજીની સેવામાં અરજ એ છે, જે અમારી દીકરી બાઈ સુનાબાઈની શાદી મેહેરવાનજી કેખશરૂ મોદી સાથે રોજ ૧૧ ખુરસેદ મહા ૪ થો તેશતરવીર ઈજદ સને ૧૨૭૦ યઝદેઝરદી, તા ૨૪મી ડીસેમ્બર સને ૧૯૦૦ ને વાર સોમને દિને છે; માટે એ દિને કાંપની ધર્મશાળામાં સાંજના ૪ કલાકે વહુ દીકરીઓને લઈને સોપારાની મીજલસમાં પધારી પાનગુલાબ લેવાની તસ્દી લેશોજી. તમો સાહેબના પધારવાથી સેવકને મોટું માન તથા શોભા મલશેજી.

વડોદરા, તા. ૧૬-૧૨-૧૯૦૦. લિ૦ દુવાગીર સેવક,

**એદલજી કેખશરૂ કેળાંવાળા.**

તા. ક.-તમો શેઠજીની સેવામાં હાજર થવાને સેવકથી બન્યું નથી, તે દરગુજર કરી આ રૂક્કાને મળ્યા બરાબર માન આપી જરૂર તસ્દી લેશોજી. **એ. ખ. કેળાંવાળા.**

૭.

મુબારકબાદીનો પત્ર.

**રા. રા. ઉમેદરામભાઈ,**

મુ. સુરત.

વિ. વિ. કે ચિ. બેન સરસ્વતીએ વિશ્વવિદ્યાલયની બી. એ. ની પદવી મેળવી, તેનીજ સાથે તેનો વિવાહ રા. બા. જમીઅતરામભાઈના ચિરંજીવી વિદ્યાસાગર સાથે થયાની વાત જાણી પરમ આનંદ થયો. રા વિદ્યાસાગરે આ દેશમાં મળતી સર્વ પદવીઓ મેળવી છે, અને તેઓ વધારે અભ્યાસ માટે વિલાયત ગએલા છે. દીકરીઓ વિદુષી થયા પછી તેમને યોગ્ય વર ન મળે, તો માબાપને મોટી વિટંબના થાય છે, અને દીકરીને જેવું સુખ

મળવું જોઈએ તેવું પ્રાપ્ત થતું નથી. ઈશ્વરકૃપાએ તમે ચિ. બેનને માટે મહાવિદ્વાન, કુળવાન, ગુણવાન અને સ્વરૂપવાન વર મેળવી શકયા, તેને માટે હું તમને મુબારકબાદી આપું છું, ને ઇચ્છું છું કે વરકન્યાનું જોડું અખંડ સુખ ભોગવે.

સેવક,

જુનાગઢ, અનંતરાય જગન્નાથ ઓઝાના
તા. ૨૭–૧૨–૧૯૦૦. જય મહારાજ.

---

## કાગળ–પત્રો.

### ગ. માઠી ખબરના પત્રો.

### ૧.

કાળોત્રી. (મેલો)[1]

જુવાનના મરણ સંબંધી.

સ્વસ્તિ શ્રી ભરૂચ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, શા. પ્રાણજીવનદાસ જગજીવનદાસ. જોગ શ્રી સુરત બંદરેથી લિ. શા. કેશવલાલ ત્રીકમલાલના જેગોપાળ વાંચજો. જત અમારા જમાઈ શા નાનાલાલ જમનાદાસ કોગળીઆના આજારથી માગશર સુદ ૭ ને વાર ગુરુએ એકાએક દેવલોક[1] પામ્યા છે તે ઘણું માઠું થયું છે અમારે માથે દુઃખનો ડુંગર આવી પડયો છે, પણ ઈશ્વરને ગમ્યું તે ખરૂં; તેમાં આપણો ઈલાજ નથી. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૧૦ને વાર શનિ.

### ૨.

કાળોત્રી: વૃદ્ધના મરણ સંબંધી.

સ્વસ્તિ શ્રી ધંધુકા, મહાશુભસ્થાને, જોશી મંછારામ સેવકરામ. જોગ શ્રી રાજકોટથી લિ. ઓઝા પીતાંબર મૂળશંકરના નમસ્કાર વાંચજો જત

---

૧ કાઠિઆવાડમાં કાળોત્રીને મેલો કાગળ કહે છે. હિંદુઓમાં દેવલોક સાધારણ રીતે વપરાય છે. કોઈ સ્વર્ગવાસી કે પરલોકવાસી થયા છે, એમ પણ લખે છે. વળી શિવમાર્ગીઓ કૈલાસવાસી અને વૈષ્ણવો વૈકુંઠવાસી કે ગોલોકવાસી થયા છે, એમ પણ લખે છે.

અમારાં માતુશ્રી બાઈ જમના તાવના આજારથી માગશર વદ ૧ ને વાર શુક્રને રોજ સાંજના ૭ વાગે કૈલાસવાસી થયાં છે. એ ઘણું માઠું થયું છે, પણ ઈશ્વર આગળ આપણું કંઈ ચાલતું નથી. એમની દશા વગેરે ઉત્તરક્રિયા વદ ૧૨ ને ભોમવારથી ચાલશે; માટે સહકુટુંબ જરૂર આવજો સંવત ૧૯૫૭ના માગશર વદ ૩ ને રવિ.

૩.

કાળોત્રીઃ શ્રાવકોની.

સ્વસ્તિ શ્રી અમદાવાદ, મહાશુભસ્થાને, સર્વોપમા લાયક શા. ડાહ્યાભાઈ વખતચંદ. જોગ શ્રી સુરત બંદરથી લિ. શા. ગુલાબચંદ જેસંગભાઈના જુહાર વાંચજો. જત દીલગીરી સાથે લખવાનું કે અમારા વડીલ બંધુ ખુશાલચંદ આજ રોજ સવારના દસ વાગતાં શૂળના રોગથી દેવલોક પામ્યા છે, તે ઘણું માઠું થયું છે. પાંચમો આરો વિષમ છે; તેમાં જે પ્રાણી ધર્મઆરાધના કરશે, તે સુખી થશે. હાલ એજ. સંવત ૧૯૫૭ના માગશર વદ ૪ ને સોમ.

૪.

કાળોત્રીઃ મુસલમાનની.

**મુશફિક મહેરબાન જનાબ ભાઈ આબાસઅલ્લી હુસેનમીઆં,**

મુ. અમદાવાદ.

ધોળકેથી લિ. સૈયદ બાબાસાહેબ કરીમુદ્દીનની બંદગી કબુલ કરશો. દિગર ભાઈ અસગરઅલ્લી હુસેનમીઆં ગઈ કાલ તા. ૨૨મી માહે શાબાન સને ૧૩૧૮ હીજરી મુતાબિક, તા. ૧૫મી ડીસેમ્બર ૧૯૦૦ ઇસ્વીને રોજ તાવની બિમારીથી સાંજના ચાર વાગે ખુદાની રહેમતને પહોંચ્યા છે. જેથી આખા કુટુંબમાં તો શું, બલકે આખા કસ્બાના લોકો ગમો અલમાં ગિરફતાર થઈ રહ્યા છે, પણ શું કરવું ? ખુદાના અમલ આગળ લાઈલાજ છીએ. જેથી સબરનો પત્થર છાતી ઉપર મૂક્યા વગર છૂટકો નથી. મરહુમની જ્યારત આવતી કાલે તા. ૧૭મી ડીસેમ્બર ૧૯૦૦ ને રોજ થશે. વધારે શું લખું ? ખુદા મરહુમને જનત નસીબ કરે, અને આપણા સૌને સબર કરવાની ખુદા તાકાત બક્ષે. તા. ૧૬મી ડીસેમ્બર, ૧૯૦૦.

૫.

કાળોત્રીઃ પારસીની

**મહેરબાન વહાલાં બેન સુનામાયજી,**

જત લખવાને ભારે ખેદ ઉપજે છે, કે અમારા મુરબ્બી પિતાજી થોડા દિવસ તાવની બિમારી ભોગવી આજ રોજ સવારના ૬ વાગતાં બેહસ્તનશીન થયા છે. અમારે માટે બહુ અફસોસની વાત છે, કે અમારી આટલી ટુંક ઉંમરમાં અમારા માથાનું જે છત્ર તે બોલબોલતામાં હજારો ઉપાય કર્યા છતાં મોતના જાલમ દેવે એકદમ ગલઓ કરી ઉરાડી દીધું; પણ શું કરવું? ગમે તેટલા વિલાપ ને રુદન કરવાથી તેવણ પાછા જીવતા થનાર નથી. તે પાક કીરતાર પાસે છેલ્લે એટલુંજ માગું છું, કે તેવણનું રૂહ બેહસ્તમાં ખુશાલ રહે.

અમદાવાદ. લિ. દુઃખી નવાજબાઈ.

તા. ૨૦–૧૨–૧૯૦૦.

૬.

દિલાસાપત્ર.

સ્વસ્તિ શ્રી સુરત બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, શા. કેશવલાલ ત્રીકમલાલ. પ્રતિ શ્રી ભરૂચ બંદરથી લિ. શા. પ્રાણજીવન જગજીવનના જેગોપાળ વાંચજો. તમારો મિતિ ૧૦ નો પત્ર વાંચી અમો અત્યંત દીલગીર થયા છીએ. તમારા દુઃખનો પાર રહ્યો નથી. એકનીએક દીકરી નાની વયમાં રાંડે, એના જેવું બીજું દુઃખ નથી. બિચારી કેસરને સુખનો વારો હવે આવવાનો હતો; કેમકે જમાઈ વિશ્વવિદ્યાલયની છેવટની પરીક્ષામાં હમણાંજ ફતેહમંદ થયા હતા, અને તેમને સારી નોકરી મળવાનો સંભવ હતો, તેવામાં આ દૈવકોપ થયો. તમારે તથા જડાવ ભાભીને જન્મપર્યંત કોટે ધીગતી સગડી બંધાઈ, પણ ઈશ્વર જે દુઃખ પાડે તે ધૈર્યથી સહન કરવું જોઈએ. હવે શોક કરવામાં ફળ નથી. જગતમાં આથી પણ માઠા બનાવ બને છે, તેનાં ઓઠાં લઈને મન વાળવું જોઈએ. ભાઈ હરખચંદની સ્થિતિ તમારા કરતાં દસગણી ખરાબ થઈ છે; પણ શું કરવું? તમે હિંમત રાખીને ભાભીને દિલાસો આપ્યાં કરજો. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૧૧ ને વાર રવિ.

# કાગળ-પત્રો

## ઘ. વ્યાપાર સંબંધીના.

### ૧.

હુંડીઓ બીડ્યા બાબત.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજ્યારાધ્યે, અનેક ઉપમા લાયક પરી. સોભાગચંદ ઝવેરચંદ. જોગ શ્રી અમદાવાદથી લિ. પરી. હીરાચંદ મોતીચંદના જેગોપાળ વાંચજો. જત અત્ર ભલું છે. શેઠજીની ભલાઈના સમાચાર હાલમાં નથી, માટે સંભારીને લખજો.

બીજું અત્રેથી તમારા ઉપર હુંડીઓ નંગ ૪ રૂ. ૪૦૦૦)ની લખી છે, તેની વિગત નીચે મુજબ છેઃ—

૧૦૦૦) હુંડી ૧ રૂ. ૧૦૦૦)ની અમારી વતીને ખાતે, તમારા ઉપરની લખી, અમારી રાખ્યા શા. નાગરદાસ નાનજી પાસેથી, તરત મુદતની, શાહજોગ, લખી માગશર સુદ ૧ ને વાર શુક્ર.

૧૫૦૦) હુંડી ૧ રૂ. ૧૫૦૦)ની અમારી વતીને ખાતે, તમારા ઉપરની લખી, અમારી રાખ્યા પંડ્યા હરજીવન નરસિંહરામ પાસેથી, મુદત દિન ૧ વળતાની, શાહજોગ, લખી માગશર સુદ ૨ ને વાર શનેઉ.

૮૦૦) હુંડી ૧ રૂ. ૮૦૦)ની અમારી વતીને ખાતે, તમારા ઉપરની લખી, અમારી રાખ્યા પંડ્યા હરજીવન નરસિંહરામ પાસેથી, મુદત દિન ૧ વળતાની, શાહજોગ, લખી માગશર સુદ ૨ ને વાર શનેઉ.

૭૦૦) હુંડી ૧ રૂ. ૭૦૦)ની અમારી વતીને ખાતે, તમારા ઉપરની લખી. અમારી રાખ્યા શા. કશળચંદ હેમરાજ પાસેથી, મુદત હુંડી પહોંચ્યા પછી દિ. ૧૫ની, શાહજોગની, લખી માગશર સુદ ૨ ને વાર શનેઉ.

---

રૂ. ૪૦૦૦)

એણી વિગતે લખી છે. તે આવેથી મુદતસર શિકારી નાણાં આપીને ખાખાં તરત બીડજો. ભૂલશો મા. કામકાજ લખજો. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૨ ને વાર શનેઉ.

---

* હુંડીઓમાં નિશાની એ જે કાગળમધ્યે લખીશું એમ જણાવે છે, તે આ કાગળ સમજવો.

## ૨.

## ઉપરનાનો ઉત્તર

સ્વસ્તિ શ્રી અમદાવાદ, મહાશુભસ્થાને, પૂજારાખ્યે, પરી શ્રી. ૫ પરી. હીરાચંદ મોતીચંદ. જોગ શ્રી મુંબઈ બંદરથી લિ. પરી. સોભાગચંદ ઝવેરચંદના જેગોપાળ વાંચજો. અત્રે સર્વ કુશળ છે. શેઠજીની કુશળતાનો કાગળ મિતિ માગશર સુદ ૨નો લખેલો આવ્યો, તે વાંચી સમાચાર જાણ્યા. વળી સંભારીને લખજો.

બીજું તમોએ હુંડી નંગ ૪ રૂ. ૪૦૦૦)ની અમારા ઉપરની લખી, તે પૈકી હુંડી નંગ ૨ અત્રે આવી, તેનાં નાણાં શિકારીને આપ્યાં તેની વિગત નીચે મુજબ છેઃ—

૧૦૦૦) હુંડી ૧ તમારી વતીને ખાતે લખી, અમારા ઉપરની, રાખ્યા શા. નાગરદાસ નાનજી પાસેથી, તરત મુદતની લખી, માગશર સુદ ૧ ને વાર શુક્ર, તે શા. શિવલાલ નાગરદાસ લઈ આવ્યા, તેમને તમારા લખ્યા પ્રમાણે શાહજોગ નાણાં માગશર સુદ ૩ ને વાર રવેઉને રોજ આપ્યાં છે, ને ભરપાઈ કરાવી હુંડીનું ખોખું આ સાથે બીડયું છે

૮૦૦) હુંડી ૧ તમારી વતીને ખાતે લખી, અમારા ઉપરની, રાખ્યા પંડયા હરજીવન નરસિંહરામ પાસેથી, મુદત દિન ૧ વળતાની, લખી માગશર સુદ ૨ ને વાર શનેઉ. તેનાં નાણાં તમારા લખ્યા પ્રમાણે શાહજોગ રાખ્યાવાળા ધણી લઈ આવ્યા તેમને આજ દિને આપ્યાં છે, ને ભરપાઈ કરાવી હુંડીનું ખોખું આ સાથે બીડયું છે.

---

રૂ. ૧૮૦૦)

એણી વિગતે હુંડીનાં ખોખાં બે બીડ્યાં છે, તે પહોંચેથી જવાબ લખજો, અને રૂ. ૧૮૦૦) અમારે ખાતે જમે કરજો.

બાકીની હુંડી ૨ રૂ. ૨૨૦૦)ની તમારા કાગળમાં જણાવી છે, તે હજી અત્રે આવી નથી. આવ્યેથી શિકારી નાણાં આપીશું તે જાણજો. કામકાજ લખજો. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૪ ને વાર સોમ.

## ૩.

### માલ મંગાવવા સંબંધી.

સ્વસ્તિ શ્રી કોચીન બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વે શુભોપમા જોગ, શા. શ્રી. ૫ શા. હેમચંદ વછરાજની ચિરંજીવી ઘણી હોજો. એતાન શ્રી પોરબંદરથી લિ. શા. કશળચંદ નેમચંદના જુહાર વાંચજો. જત અત્રે કુશળ છે. તમારી કુશળતાનો કાગળ એક માગશર સુદ ૧૩નો આવ્યો, તે વાંચી સમાચાર સર્વે જાણ્યા. બીજું અમારી વતી નીચેની વિગતે માલ ખરીદીને વેળાસર મોકલી દેજો.

૧. મલબારી સાગના પાટડા ૧૦૦ દરેક પાટડો ઓછામાં ઓછો ૧૦ ગજ લાંબો, ૧ ગજ પહોળો, ને ૧ ગજ જાડો લેજો. એથી નાના લેશો મા.

૨. ચોખા ઉંચી જાતના ખાંડી ૧૦૦) ભાવ ખાંડી ૧ના રૂ. ૫૦) સુધી મળે તો લેજો.

૩. ચોખા હલકી જાતના ખાંડી ૧૦૦) ભાવ ખાંડી ૧ના રૂ. ૩૫) સુધી મળે તો લેવા.

૪. સોપારી સેવરધની કુલબડીં ખાંડી ૫) બજારભાવે લેજો.

એણી રીતે માલ શ્રીકાર જોઈ મોકલજો. તેનું ભરતીઉં આવેથી હુંડી બીડીશું તે જાણજો. કામકાજ લખજો. જે જોઈએ તે મંગાવજો. સંવત ૧૯૫૭ ના માગશર વદ ૫ ને વાર ભોમ. લિ. શા. દીપચંદ કશળચંદના જુહાર વાંચજો.

## ૪.

### ભરતીઉં.

સ્વસ્તિ શ્રી પોરબંદર, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વે શુભોપમા જોગ શા. શ્રી. ૫ શા. કશળચંદ નેમચંદની ચિરંજીવી ઘણી હોજો. એનાત શ્રી કોચીન બંદરથી લિ. શા. હેમચંદ વછરાજના જુહાર વાંચજો. જત અત્રે ભલું છે. તમારી ભલાઈનો કાગળ માગશર વદ ૫ નો આવ્યો, તે વાંચી સમાચાર જાણ્યા. બીજું તમારા લખ્યા પ્રમાણે તમારી વતી માલ ખરીદ કરી પોરબંદરવાળા શેઠજી હીરજી ગાંગજીનો બતેલો નામે લખપત

તંડેલ મુસાવલ્લીવાળો અત્રે માલ લઈ આવેલો તેમાં ભરી મોકલ્યો છે. તેની વિગત નીચે મુજબ છે:—

૩૨૦૦) મલબારી સાગના પાટડા નં. ૫૦) તેના ટન ૮૦ દર ટનના રૂા. ૪૦) પ્રમાણે.

૪૯૦૦) ચોખા ઉંચી જાતના ખાંડી ૧૦૦ દર રૂા. ૪૯) લેખે.

૮૭૫) સોપારી ફુલબર્ડો ખાંડી ૫) દર મણના રૂા. ૮॥ પ્રમાણે.

રૂા. ૮૯૭૫)

રૂા. ૮૯॥ વળતર ટકા ૧ લેખે.

રૂા. ૮૮૮૫॥ બાકી નક્કી.

તારીજ

૮૮૮૫॥ અસલ કિંમત.

૭૫૬।= ખરચ માલ ઉપર ચઢયું, તેની વિગત નીચે મુજબ:—

૧૭૯॥ આડત અમારી ટકા ૨ લેખે.

૧૧૬) કોથળા ચોખા તથા સોપારી માટે નં. ૪૬૪ દર રૂા. ૦। લેખે.

૫) સુતળી તથા સીવણના ઉચ્ચક.

૩૪॥ મજુરી માલ કુરજે લઈ જવાની

૧૭॥ મજુરી બારકસ મધ્યે માલ ચઢાવ્યાની.

૪૪॥= દલાલી ટકા ૦॥ લેખે.

૧૭૯॥ જકાત ટકા ૨ (બે) લેખે.

૧૭૯॥ વીમો સદર માલનો ઉતરાવ્યો તેના ટકા ૨ લેખે.

૭૫૬।=

૯૬૪૧॥= કુલ સરવાળો.

એણી વિગતે ભરતીઉં ઉતારી મોકલ્યું છે. તે પહોંચેથી તપાસી અમારે ખાતે જમે કરજો, ને જવાબ તરત લખજો.

ચોખા હલકી જાતના તમોએ જણાવ્યા ભાવે ન મળવાથી મોકલ્યા નથી. એવા ચોખાનો ઉઠાવ ઘણો છે, તેથી ખાંડીના રૂ. ૩૭ા બેસે છે. મલબારી સાગની હાલમાં અછત છે. તમોએ જણાવેલા માપના ૧૦૦ પાટડા મળી શકયા નહિ, તેથી ૫૦ પાટડા મોકલ્યા છે. માલ શ્રીકાર જોઈ ખરીદ્યો છે. બારકસનું નૂર રૂ. ૨૦૦) કરેલું છે, તે માલ પહોંચેથી આપજો. કામકાજ લખજો. જોઈતું કરતું મંગાવજો. સંવત ૧૯૫૭ના પોષ સૂદ ૮ ને વાર શનિ. લિ. મહેતા સાંકળચંદના જુહાર વાંચજો.

## ૫.

## સતમી.

**સમજ.** વહાણમાં માલ ચઢાવ્યા સંબંધી આડતીઆ ઉપર જે પત્ર લખી વહાણવાળા સાથે મોકલે છે, તેને સતમી કહે છે. તેમાં શો માલ, કેટલો વજનમાં, કોના કયા વહાણમાં મોકલ્યો તે લખવામાં આવે છે.

સ્વસ્તિ શ્રી માંડવી બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, વિરાજમાન શેઠ ખીમજી મોરારજી. જોગ શ્રી મુંબઈ બંદરેથી લિ. શેઠ ગોકળદાસ લક્ષ્મીદાસના જેગોપાળ વાંચજો. જત અત્રેથી ફતેહમારી ૧ નામે સલામતી, તંડેલ ઉમર કાસમ, ધણી સવચંદ રવચંદવાળી મધ્યે કાપડની ગાંસડી ૧૦૦) અંકે એક સો, તેનું સાવતોલ ખાંડી ૫૦ અને મણ ૩ાા ચઢાવીને મોકલી છે, તે રત્નાકરજી સલામત પહોંચાડેથી ઉતારી લેજો, ને લોઢાના પાટાબંધ તપાસી લઈને પહોંચ લખી આપજો. સંવત ૧૯૫૭ના પોષ સૂદ ૯ ને વાર રવેઉ.

## ૬.

## વહાણના ધણીના સામા દસ્કત.

**સમજ.** સતમીમાં જણાવ્યા પ્રમાણે માલ તાબે લીધા બદલ વહાણનો માલીક સામા દસ્કત માલ મોકલનારને પાછી આપે છે, તે એક જાતની પાવતી છે. તેમાં માલની વિગત ઉપરાંત માલ પહોંચાડી આપવાની કબુલત તથા તે બદલના નૂર સંબંધી વિગત આપવામાં આવે છે.

શા. સવચંદ રવચંદના સામા દસ્કતનું ખાતું. સંવત ૧૯૫૭.

| જ | ઉ |
|---|---|
| | પોષ સુદ ૯ ને વાર રવિ. અમારી ફતેહમારી ૧ નામે સલામતી, તંડેલ ઉમર કાસમવાળી મધ્યે કાપડની ગાંસડી ૧૦૦ અંકે એક સો, અત્રેથી ભરીને શ્રી માંડવી બંદરે પહોંચાડી આપીએ, અને તેની પહોંચ લાવી આપીએ. પહોંચડામણ ગાંસડી ૧ના રૂા. ૪ાાલેખે તે મધ્યેથી દલાલી રામ ૧ વળે. દલાલ રામજી હરજીની મારફતે. નૂરને પેટે રૂા. ૨૦૦) રોકડા અગાઉથી લીધા છે. હા. મહેતા ફુલજી ધનજી લઈ ગયા છે. |

૭.

## વિમાચિટ્ઠી.

**સમજ.** અમુક હકસાઈ લઈ માલનું જોખમ માથે રાખવું, તેને વીમો કહે છે; અને તે બદલાના લેખને વિમાચિટ્ઠી કહે છે. હાલ જેમ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે અનેક તરેહના વીમા માટે આપણે અહીં વીમા કંપનીઓ છે, તેમ વહાણમાં માલ મોકલવાના વીમા માટે અનેક વેપારીઓ ભેગા થઈ જોખમ માથે લે છે, અને પોતાને મહાજન સમસ્ત (કંપનીના જેવું) કહે છે, પણ આ રીતો હવે બંધ થવા લાગી છે. લેખમાં માલનું જોખમ, ક્યાંથી ક્યાં પહોંચાડયા સુધીનું, વહાણની કજારજાએ કેટલું વળતર આપવું, નેં કદી ડૂબેલો માલ નીકળી આવે તો કોનો થાય, અને વામણી (ભારના કારણે વહાણ ડૂબવાની ધાસ્તી લાગેથી જરૂર લાગે તેટલો માલ દરીઆમાં ફેંકી દેવો પડે છે તે) વગેરેનું જોખમ કોને શિર તે લખવામાં આવે છે.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૧૦ વાર સોમે. શેઠ જમશેદજી ખરશેદજી મોદી. જોગ લિ. વીમાવાળા મહાજન સમસ્ત જત જહાજ નામે નુરબી, ધણી અમેદ અહલવાળા મધ્યે તમારાં ખજુરનાં વાડીઆં શ્રી એડન બંદરથી ચઢાવવાનાં ઠર્યાં છે, તેનો વીમો રૂા. ૫૦૦૦) અંકે પાંચ હજારનો અમોએ ઉતાર્યો છે. જહાજ શ્રી એડન બંદરથી નાંગર ઉપાડયા પછી જોખમ કબુલ છે. તે શ્રી મુંબઈ બંદરે નાંગર મૂકે જોખમ ઉતરે. વરાડ તથા વામણી સાથે વીમાના રાખનારને શિર સંબંધ નથી. કદાચ વહાણની શ્રી રત્નાકરની ફજારજાએ માલ નીકળે, તો વીમાવાળા હિસ્સા કિસ્મત વહેંચી લઈએ, અને શત ૧ એ ટકા લેખે કાપીને રૂા. ૪૫૦૦) તમને રોકડા આપીએ.

લિ. શા. વીરચંદ ફૂલચંદ. જત વીમો રૂા. ૫૦૦૦) અંકે પાંચ હજારની રાશે ચોથો ભાગ કબુલ છે.

લિ. શા. રતનચંદ પાનાચંદ. જત વીમો રૂા. ૫૦૦૦) અંકે પાંચ હજારની રાશે ચોથો ભાગ કબુલ છે.

(બીજાં બે નામ ઉપર પ્રમાણે.)

૮.

## હુંડીપત્રીઓ.

**સમજ.** બજારભાવ પ્રમાણે નાણાં લઈ અમુક સ્થળે અમુક આસામી પાસેથી અમુક રકમ મળવા માટે જે લેખ શાહુકાર લખી આપે, તેને હુંડી કહે છે. હુંડી બે જાતની હોય છે. (૧) **નામજોગી** અને (૨) **શાહજોગી.** નામજોગી હુંડીનાં નાણાં જેના નામની તે લખી હોય તેનેજ મળે છે. જેના ઉપરની હુંડી હોય, તેને હુંડી લખનાર બીજો કાગળ પરભાર્યો મોકલે છે. તેમાં તે માણસને ઓળખી શકાય એવી તેના અંગ ઉપરની નિશાનીઓ જણાવે છે. તે તપાસી ખાત્રી થયે હુંડી શિકારનાર તેનાં નાણાં આપે છે. આવી જાતની હુંડીઓ હવે કવચિત્‌જ લખાય છે; કેમકે તેથી હુંડીના રૂપીઆ મેળવતાં અડચણ ઘણી પડે. નામજોગી હુંડીઓના રૂપીઆ પણ હવે ખોળાધર (જામીન) લઇને આપવામાં આવે છે. શાહજોગી હુંડીનાં નાણાં ખોળાધર આપવાથી મળે છે. હુંડીઓ વેચી

શકાય છે, તેથી ગમે તેના નામની ગમે ત્યાંની હુંડી છતાં તેનાં નાણાં ગમે ત્યાંથી મળી શકે છે. આથી વેપારરોજગારના કામમાં સારી સગવડ થાય છે.

હુંડીનાં નાણાં હુંડી દેખાડયા પછી કયારે આપવાં. તે વિષે હુંડીમાંજ ઉલ્લેખ કરવામાં આવે છે; એટલે જો તરત નાણાં આપવાનાં હોય, તો તેમ લખે છે. "મુદત દિન ૧ વળતાની" એમ લખ્યું હોય તો હુંડી દેખાડયા પછી બીજે દિવસે, "મુદતવાર ભોમની" લખ્યું હોય તો ચોથે દિવસે "મુદત દિન ચાર ચાર (૪+૪=૮) ની" લખ્યું હોય તો મુંબઈ-સુરતમાં નવમે દિવસે અને કેટલેક ઠેકાણે ૧૩મે દિવસે નાણાં મળે છે. કેટલીક વાર હુંડીઓ બાંધી મુદતની લખાય છે, એટલે તેનાં નાણાં હુંડીમાં જણાવેલી મિતિએ અથવા તે પછી મળે છે.

હુંડી એ મહત્ત્વને દસ્તાવેજ હોવાથી તે સાવચેતીથી અમુક ઢબે લખવામાં આવે છે. રૂપીઆનો એકલો આંકડો માંડયો હોય તો તે સહેલાઈથી બદલી શકાય, માટે સઘળા અગત્યના દસ્તાવેજોમાં અંકે કરીને તે અક્ષરથી લખાય છે, અને હુંડીમાં તો તે ઉપરાત રકમની અર્ધ સંખ્યા અક્ષરે જણાવી તેનાથી બમણા રૂપીઆ એમ અક્ષરે લખવામાં આવે છે. વળી હુંડીને છેડે કે બીજે પૃષ્ઠે બેવડી લીટીનો ચોખુણુ કોઠો પાડી તેમાં રકમ અને તેની સામે અક્ષરથી તેની અર્ધ રકમથી બમણા અને કોઇ વાર ચોથા ભાગથી ચોગણા રૂપીઆ આટલા એમ લખે છે. હુંડી નામજોગી હોય તો રાખ્યાવાળાનું કે જેને નાણાં મળવાનાં તેનું નામ આપવું જોઇએ; અને શાહજોગી હોય તો "શાહજોગ" અથવા "શાહ વેપારી જોગ" એમ લખવું જોઈએ. હુંડીનાં નાણાં બીજો કોઈ ન લઈ જાય અને નાણાંનું જોખમ ખાવું ન પડે, માટે નાણાં લેનારના ખોળાધર લેવામાં આવે છે; અને તે ખોળાધર લાયક જોઈએ, માટે હુંડીમાં "ગરથ ઠામ ઠેકાણું ચોક્કસ કરીને નાણાં આપજો," એમ લખવામાં આવે છે. અમુક હુંડી લખી છે તેની ખાતરી થવા સારૂ આડતીઆ (જેના પર હુંડી લખી હોય તેને) ઉપર બીજો કાગળ પરભાર્યો લખવામાં આવે છે. તેમાં નામજોગી હુંડી હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે લેવા આવનારના અંગનાં

ઓળખાય એવાં નિશાન લખે છે. શાહજોગી હુંડી હોય તો તે કોના વતીની એટલે નફાનુકસાનના જોખમદાર લખનાર હોય તો "અમારી વતીની" ને આડતીઆ હોય તો "તમારી વતીની" એમ લખે છે. હુંડીમાં આ બાબતનો ઉલ્લેખ લાવવા સારૂ "નિશાની એ જે કાગળ મધ્યે લખીશું," એમ લખવામાં આવે છે.

હુંડી ગુમાસ્તે લખી હોય તો તે છેવટે દસ્કત ફલાણા ફલાણાના એમ લખે છે, અને શેઠ પોતે હુંડીને મથાળે અથવા છેડે પોતાની સહી કરી "આ હુંડી શિકારી નાણાં આપજો," એમ લખે છે. એથી આડતીઆને હુંડીના ખરાપણાની ખાતરી થાય છે.

હુંડી ખોવાય અથવા ગેરવલ્લે પડે, તો તેનાં નાણાં મળવા માટે હુંડી લખી આપનાર ધણી પેંઠ લખી આપે છે. પેંઠ ગેરવલ્લે પડે તો પરપેંઠ, અને પરપેંઠ ગેરવલ્લે જાય તો કાગળ લખી આપે છે. દરેકમાં પાછલા લેખ અથવા લેખોનો ઉલ્લેખ કરે છે, અને વધારે ચોકસી કરી નાણાં આપવા લખે છે, કે જેથી નાણાં એક કરતાં વધારે વાર અપાઈ ન જાય. આ લેખો લખવામાં પણ હુંડીના જેવી સાવચેતી રાખવામાં આવે છે. શરમ કે મહોબતની ખાતર હુંડીઆમણ લીધા વગર અમુક ઈસમને અમુક રકમ સુધી નાણાં આપવાનો કાગળ પોતાના આડતીઆ ઉપર લખી આપે છે, તેને '**ભલામણ**' કહે છે.

હુંડી, પેંઠ, પરપેંઠ, કાગળ અને ભલામણના નમુના નીચે આપ્યા છે.

## ૧. હુંડી.

લિ. પરી. હીરાચંદ મોતીચંદ. જત આ હુંડી શિકારી નાણાં તરત શાહજોગ આપજો. દા. પોતે.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વે શુભોપમા યોગ્ય પરી. સોભાગચંદ ઝવેરચંદ. જોગ શ્રી અમદાવાદથી લિ. પરી. હીરાચંદ મોતીચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા શા. નાગરદાસ નાનજી પાસેથી રૂા. ૧૦૦૦) અંકે એક હજાર મુંબઇગરા, નીમે રૂપીઆ પાંચ સોથી બમણા લીધા છે. તે હુંડી પહોંચેથી તરત

શાહજોગ ગરથ ઠામ ઠેકાણું ચોકસ કરીને નાણાં આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૫૭ના માગશર સુદ ૧ ને વાર શુક્ર. દા. મહેતા નરોત્તમ જેભાઈના જેગોપાળ વાંચજો.

| રૂ. ૧૦૦૦) | રૂપીઆ પાંચ સોથી બમણા, અઢી સોથી ચોગણા એક હજાર મુંબઈગરા પુરા આપજો. |
| --- | --- |

૨. પઠ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજ્નરાધ્યે, અનેક ઉપમા યોગ્ય. પરી. સોભાગચંદ ઝવેરચંદ. જોગ શ્રી અમદાવાદથી લિ પરી. હીરાચંદ મોતીચંદના જેગોપાળ વાંચજો. જત તમારા ઉપર પ્રથમ હુંડી ૧ રૂા. ૧૦૦૦) અંકે એક હજાર નીમે પાંચ સોથી બમણા મુંબઈગરાની લખી, અમારી રાખ્યા શા. નાગરદાસ નાનજી પાસેથી. તરત મુદતની, શાહજોગ, રૂપીઆ હુંડીની રીતના ગરથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો; લખી માગશર સુદ ૧ ને વાર શુક્રની. તે રાખ્યાવાળા ધણી કહે છે કે એ હુંડી ગેરવલ્લે પડી છે, માટે આ પેંઠ લખી આપી છે. તમે તમારો આવરો, રોજમેળ, નોંધ, ખાતાવહી વગેરેની તપાસ કરીને નાણાં ન આપ્યાં હોય, તો આ પેંઠ શિકારી નાણાં આપજો. કદાપિ હુંડી શિકારી નાણાં આપ્યાં હોય, તો આ પેંઠ રદ છે. વાંચીને ફાડી નાખજો. અમો તમને સનદ ૨ થઈને નાણાં એક વાર મજરે આપીશું તે જાણજો. સંવત ૧૯૫૭ના પોષ સુદ ૩ ને વાર સોમ દા. મહેતા નરોત્તમ જેભાઈના જેગોપાળ વાંચજો.

લિ. પરી. હીરાચંદ મોતીચંદ. જત પ્રથમની હુંડીથી નાણાં ન આપ્યાં હોય, તો પેંઠ શિકારી નાણાં આપજો.

| રૂ. ૧૦૦૦) | રૂપીઆ પાંચ સોથી બમણા એક હજાર પુરા કરી આપજો. |
| --- | --- |

## ૩. પરપેંઠ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, પરી. સોભાગચંદ ઝવેરચંદ. જોગ શ્રી અમદાવાદથી લિ. પરી. હીરાચંદ મોતીચંદના જેગોપાળ વાંચજો. જત તમારા ઉપર પ્રથમ હુંડી ૧ રૂા. ૧૦૦૦) અંકે એક હજાર નીમે રૂપીઆ પાંચ સોથી બમણા મુંબઈગરાની, શા. નાગરદાસ નાનજીના રાખ્યાની, તરત મુદતની, શાહજોગ, ગરથ ઠામ ઠેકાણું ચોકસ કરી નાણાં આપવાની, માગશર સુદ ૧ ને વાર શુક્રની લખી છે. ત્યારપછી રાખ્યાવાળા ધણીએ જણાવ્યું, કે હુંડી ગેરવલ્લે પડી છે, તેથી તે હુંડીનાં નાણાં આપવાને પોષ સુદ ૩ ને વાર સોમના રોજની પેંઠ લખી આપી છે. હાલ રાખ્યાવાળા ધણી કહે છે, કે હુંડી તથા પેંઠ બન્ને લેખ ગેરવલ્લે પડયા છે, માટે આ પરપેંઠ લખી આપી છે. તમે તમારો આવરો, નોંધ, રોજમેળ, ખાતાવહી વગેરેની તપાસ કરજો, અને સદરહુ હુંડી તથા પેંઠ એ બેમાંથી એકેનાં નાણાં ન આપ્યાં હોય, તો આ પરપેંઠ શિકારી નાણાં આપજો. કદાચ હુંડી કે પેંઠનાં નાણાં આપ્યાં હોય, તો આ પરપેંઠ રદ છે; વાંચીને ફાડી નાખજો. અમે તમને ત્રણે લેખનાં થઈને એક વાર નાણાં મજરે આપીશું તે જાણજો. સંવત ૧૯૫૭ના પોષ વદ ૯ વાર સોમ. દા. મહેતા નરોત્તમ જેભાઈના જેગોપાળ વાંચજો.

લિ. પરી. હીરાચંદ મોતીચંદ. જત હુંડી કે પેંઠનાં નાણાં ન આપ્યાં હોય, તો આ પરપેંઠ શિકારી નાણાં આપજો.

| રૂા. ૧૦૦૦) | રૂપીઆ એક હજાર, નીમે રૂપીઆ પાંચ સોથી બમણા પુરા કરી આપજો. |
|---|---|

## ૪. કાગળ.

( પરપેંઠ પછીનો. )

લિ. પરી. હીરાચંદ મોતીચંદ. જત પ્રથમની હુંડી તથા પેંઠ તથા પરપેંઠ શિકારી નાણાં ન આપ્યાં હોય, તો આ કાગળ શિકારી નાણાં આપજો.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, પરી. શ્રી. ૫ પરી. સોભાગચંદ ઝવેરચંદ. જોગ શ્રી અમદાવાદથી લિ. પરી. હીરાચંદ મોતીચંદના જેગોપાળ વાંચજો. જત પ્રથમ તમારા ઉપર હુંડી ૧ રૂા. ૧૦૦૦) અંકે એક હજારની નીમે રૂપીઆ પાંચ સોથી બમણા પુરાની લખી છે. રાખ્યા શા. નાગરદાસ નાનજી પાસેથી તરત મુદતની શાહ-જોગ રૂપીઆ હુંડીની રીતના ગરથ દામ ઠેકાણું ચોકસ કરીને આપજો. લખી માગશર સૂદ ૧ ને વાર શુક્રની. ત્યારપછી પેંઠ લખી આપી છે; પોષ સૂદ ૩ ને વાર સોમે. ત્યારપછી પરપેંઠ લખી આપી છે; પોષ વદ ૯ ને વાર સોમે. તે રાખ્યાવાળા ધણી કહે છે, જે હુંડી તથા પેંઠ તથા પરપેંઠ સનદો ૩ ગેરવલ્લે પડી છે; માટે આ કાગળ લખી આપ્યો છે. તમો તમારો આવરો તથા રોજમેળ તથા નોંધ તથા ખાતાવહી જોઈ તપાસીને હુંડી તથા પેંઠ તથા પરપેંઠ એ ત્રણમાંથી એકેનાં નાણાં ન આપ્યાં હોય, તો આ કાગળ શિકારી નાણાં આપજો. કદાચ હુંડી કે પેંઠ કે પરપેંઠ શિકારી નાણાં આપ્યાં હોય, તો આ કાગળ રદ છે; વાંચીને ફાડી નાખજો. અમો તમને સનદ ૪ થઈને વાર ૧ મજરે આપીશું, તે જાણજો. સંવત ૧૯૫૭ના મહા વદ ૫ ને વાર શુક્ર. દા. મહેતા નરોત્તમ જેભાઈના જેગોપાળ વાંચજો.

| રૂા. ૧૦૦૦) | રૂપીઆ એક હજાર કલદાર. નીમે રૂપીઆ પાંચ સેથી બમણા પુરા કરી આપજો. |
|---|---|

### ૫. ભલામણ.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદરે, મહાશુભસ્થાને, પૂજારાધ્યે, સર્વ ઉપમા જોગ પરી. શ્રી. ૫ પરી. મણીભાઈ પ્રેમાભાઈ. જોગ શ્રી રાજકોટથી લિ. પરી. હંસરાજ મહાવજીના જુહાર વાંચજો. જત અત્રેથી રા. રા. વિઠ્ઠલરાય ચીમનરાય શ્રી મુંબઈ આવે છે. તેમને રૂા. ૫૦૧) અંકે પાંચ સો ને એક સુધી કલદાર આપજો, ને તેની પહોંચ લખાવીને અમારા તરફ બીડજો. એની બંધી માસ ૧ સુધીની છે. તે ઉપરાંત નાણાં લેવા આવે, તો અમારો જવાબ મંગાવીને આપવાં. સંવત ૧૯૫૭ના મહા વદ ૭ ને વાર રવિ.

# દસ્તાવેજ.

## કરજાઉ લેખ.

### ૧. હામખાતું.

**સમજ.** રૂપીઆ લેનાર શાહુકારના ચોપડામાં આ ખાતું દેણદાર પોતાને હાથે પાડી આપે છે; અથવા પોતે ભણ્યો ન હોય, તો બીજા પાસે પડાવી આપે છે. નીચે એક આનાની કોર્ટની ટિકિટ ચોડીને ઉપર પોતે સહી કરે છે. હામખાતામાં વ્યાજ સિવાય બીજી કોઈ શરતો કે હકીકત લખાતી નથી; કેમકે તેમ કરવાથી તે ખતનું સ્વરૂપ પકડે. અને સ્ટાંપના કાયદા પ્રમાણે જરૂર જેટલી કિંમતનો સ્ટાંપ લઈ તે ઉપર રીતસર ખત લખી આપવું જોઇએ. નીચેના ખાતામાં ચોકડી કરી છે. તે એક આનાની ટિકિટ સમજવી.

મહેતા રાજારામ તુળજારામનું ખાતું. સંવત ૧૯૫૭.

| જ | ઉ |
|---|---|
| | ૨૦૦) માગશર સુદ ૨ ને વાર શનિ. ૨૦૦) અંકે રૂપીઆ બસેં મુંબઇગરા રોકડા હા. પોતે લીધા છે. વ્યાજ રામ આઠ લેખે. |

**મહેતા રાજારામ તુળજારામ.**
**સહી દા. પોતે.**

## ૨. બાકી.

**સમજ.** ઉપર પ્રમાણે.

પટેલ કાળિદાસ રામજી ગામ નરોડાવાળાનું ખાતું. સંવત ૧૯૫૭.

| જ | ઉ |
|---|---|
| | ૧૫૮॥ બાકી દેવા માગશર સુદ ૩ ને વાર રવિ.<br>૧૨૫) મુદ્દલ.<br>૩૩॥ વ્યાજ રામ ૧૨ લેખે.<br>અંકે રૂપીઆ એક સો સાડી અઠ્ઠાવન આજ રોજ હિસાબ કરી બાકી દેવા કાઢ્યા છે. વ્યાજ રામ ૧૨ લેખે. દા. પોતે. |

પા. | કાળિદાસ રામજી. સહી દા. પોતાના.

## ૩. વ્યાજુચિઠ્ઠી.

**સમજ.** આ ચિઠ્ઠી પણ વગર મુદતની હોય. તો એક આનાની ટિકિટ ચોઢી લખી અપાય છે; તેથી તેમાં કોઈ બીજી શરતો ન જોઈએ. આ અંગ્રેજી રીતની ચિઠ્ઠી હોવાથી તેમાં મિતિ અંગ્રેજી નંખાય છે.

શા. જગજીવન કાનજી. જત આજ રોજ અમો પા. નથ્થુ મુળજીએ તમારી પાસેથી રૂ. ૫૦) અંકે રૂપીઆ પચાસ મુંબઈગરા રોકડા લીધા છે, તે તમો જ્યારે માગો ત્યારે (અથવા મુદત નક્કી કરી હોય તો તે મુદતમાં) આઠ આનાની તેરીખના વ્યાજ સાથે અમારે આપવા તા. ૨૫મી નવેમ્બર, સને ૧૯૦૦.

**પા. નથ્થુ મુળજી. સહી દા. પોતે.**

**દરેક દસ્તાવેજમાં કેટલીક સામાન્ય બાબતો આવે છે તે.**

(૧) દરેક ખત અને બીજા દસ્તાવેજ સ્ટાંપના કાયદા પ્રમાણે પુરતી કિંમતના સ્ટાંપના કાગળ ઉપર લખવા જોઈએ.

(૨) દરેક ખતમાં અને દસ્તાવેજમાં પ્રથમ દેશી મિતિ, અને તે વધારે મહત્ત્વનો હોય તો અંગ્રેજી મિતિ પણ આપવી જોઈએ.

(૩) તે પછી દસ્તાવેજ લખી લેનારનું નામ, બાપનું નામ તથા અટક સાથે અને તે વધારે મહત્ત્વનો હોય તો બાપના બાપનું નામ લખવું, તથા તેનું વતન (રહેવાનું સ્થળ), જ્ઞાતિ, ઉંમર અને ધંધો લખવો.

(૪) એ પછી લખી આપનારનું નામ વગેરે ઉપર (૩) માં આપેલી વિગતે લખવું. લખી આપનાર ઘણા હોય, તો એજ રીતે બધાંનાં નામ લખવાં.

(૫) એ પછી દસ્તાવેજની બાબત અને તે સંબંધીની શરતો સ્પષ્ટ જણાવવી.

(૬) દસ્તાવેજમાં કંઈ ચહેરવું કે વધારવું નહિ. કદી તેમ કરવાની જરૂર પડે, તો દસ્તાવેજને છેડે સહી કરતા અગાઉ અથવા સહી થઈ ગઈ હોય, તો તાજા કલમ કરીને અમુક બાબત અમુક લીટીઓમાં સુધારી વધારી છે, એમ સ્પષ્ટ જણાવવું, કે જેથી પાછળથી તરકટ કરીને દસ્તાવેજમાં ફેરફાર કર્યો છે, એવા આરોપનું કારણ ન રહે.

(૭) દસ્તાવેજ લખી રહ્યા પછી ડાબી તરફ કાગળના ભાગમાં અત્ર મતુ અને જમણી તરફ અર્ધા ભાગમાં તેની સામે અત્ર શાખ એમ લખવું. અત્ર મતુની નીચે લખી આપનાર અથવા આપનારાઓએ પોતાનું મતુ (સહી) કરવું, અને ઉપર લખ્યું તે સહી દા. પોતાના એમ લખવું. જો સહી કરી આપનાર ભણેલો ન હોય, તો જે માણસ તેની વતી સહી કરે તેણે સહી દા. કરીને પોતાનું નામ લખવું. કેટલીક વાર અભણ લખી આપનારને હાથે મતાને મથાળે તેના કુટુંબમાં ચાલતું નિશાન (કટાર વગેરે) અથવા તેને જેવું આવડે તેવું નિશાન કરાવે છે. જમણી તરફ અત્ર શાખની નીચે બે કે વધારે માણસોની સાક્ષી કરાવવી. સાક્ષી કરનારે

સાખ દા. પોતે એટલુંજ અથવા સાખ દા. પોતે ધણી બે હજુર (લખી આપનાર તથા લખી લેનાર બંને ધણીની સમક્ષ) એમ લખવું.

(૮) સાક્ષી કરનાર બનતાં સુધી લખી આપનાર સાથે સંબંધ ધરાવતા કે તેમના પાડોશી જોઈએ.

(૯) દસ્તાવેજ જો કોઈ બીજા માણસે લખ્યો હોય, તો સાક્ષીઓ થઈ રહ્યા પછી છેવટ જમણી તરફ તેણે લિ. ફલાણા ફલાણા સાખ દા. પોતે ધણીના કહેવાથી લખ્યું છે, એમ લખવું.

## ૪. અંગાઉ અથવા અંગઉધાર ખત.

**સમજ.** આ ખત રૂપીઆ રોકડા લઈ કંઈ પણ સાનમાં આપ્યા કે લખી આપ્યા સિવાય પોતાના અંગ (જાત) ઉપર કરી આપવામાં આવે છે. તેમાં રૂપીઆની રકમ, વ્યાજનો દર, રૂપીઆ પાછા આપવાની મુદ્દત, અને મુદતસર ન અપાય તો વસુલ થતાં સુધી વ્યાજ આપીએ એટલી બાબત આવે છે. જુની પદ્ધતિ પ્રમાણે તેમાં કેટલીક વાતો એવી લખવાનો રિવાજ છે, કે જે ન લખી હોય તો ચાલી શકે. જુની અને નવી પદ્ધતિના નમુના નીચે આપ્યા છે, તે બીજા લેખોને પણ લાગુ પડી શકે.

### જુની રીતે.

સંવત ૧૯૫૭ના વર્ષે માગશર સુદ ૨ ને વાર શનિ. શા. રણછોડદાસ કહાનદાસ, રહેવાસી અમદાવાદ પંચભાઈની પોળમાં, જ્ઞાતે દશા શ્રીમાળી વાણીઆ, ધંધો વ્યાજવટાવનો. જોગ લિ. પા. રામદાસ ધરમદાસ, રહેવાસી ગામ સરખેજના, જ્ઞાતે કડવા કણબી, ધંધો ખેતીનો. જત અમારી જમીનમાં કુવો કરાવવા સારૂ અમોએ તમારી પાસેથી રૂા. ૫૦૧) અંકે પાંચ સો ને એક પુરા રોકડા મુંબઈગરા લીધા છે તે દેવા. એનું વ્યાજ માસ એકે શત એકે ટકા ૧ લેખે ચઢે. તે દિવાળી બાકી વ્યાજના વ્યાજ સુદ્ધાં અધિક માસ સાથે આપીએ. ઉપર લખ્યા રૂપીઆ તથા વ્યાજ જ્યારે તમો માગો ત્યારે દેશપરદેશ દેવા, ને અમારી જાતથી તથા અમારી હરેક માલમિલ્કતથી પુરા કરી આપીએ. આ દસ્તાવેજ અમે અમારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી તંદુરસ્ત હાલતમાં લખી

આપ્યો છે, તે અમારે તથા અમારા વાલીવારસોને કબુલ છે. આ લખ્યું બાપના બોલ સાથે પાળીએ. આ લખ્યાથી ફરે, તે પોતાના ધર્મથી ફરે. સહી.

અત્ર ——— મતુ. અત્ર ——— સાખ.

૧. પા. રામદાસ ધરમદાસ મતુ ઉપર લખ્યું તે સહી દા. પોતે.

૧ પા. ગરબડ કુબેર સાખ ધણીએ હજુર.

૨ સુતાર છગન ગરબડ સાખ ધણીએ હજુર.

૩ લિ. શા. કેવળ જગજીવન સાખ ધણીના કહેવાથી લખ્યું છે. દા. પોતે.

## નવી રીતે.

સંવત ૧૯૫૭ના માગશર સુદ ૨ ને વાર શનિ. શા. રણછોડદાસ કહાનદાસ, રહેવાસી અમદાવાદ પંચભાઈની પોળના. જોગ લિ. પા. રામદાસ ધરમદાસ, રહેવાસી ગામ સરખેજના. જત આજ રોજ અમોએ તમારી પાસેથી રૂ. ૫૦૧) અંકે રૂપીઆ પાંચ સં એક મુંબઈગરા રોકડા અંગઉધાર કરજે લીધા છે, તેનું વ્યાજ દર માસે દર સેંકડે ટકા ૧ લેખે કર્યું છે. એ રૂપીઆ તથા દિવાળી બાકી વ્યાજના વ્યાજ સાથે અધિક માસ સુદ્ધાંત જ્યારે તમો માગો ત્યારે આપીએ. સદરહુ રૂપીઆ અમારી જમીનમાં કુવો કરાવવા માટે લઈ આ ખત લખી આપ્યું છે તે ખરૂં છે.

અત્ર ——— મતુ અત્ર ——— સાખ.

( મતુ તથા સાક્ષ ઉપર પ્રમાણે. )

## ૫. અંગઉધાર ખત જામીન સાથે.

સંવત ૧૯૫૭ના માગશર સુદ ૧૦ ને વાર શનિ. શા અમૃતલાલ દામોદર, રહેવાસી સાણંદના. જોગ લિ. લુહાર બેચર મનોર તથા લુહાર કુબેર મનોર એક ગામવાસી. જત રૂ. ૩૫૦) અંકે રૂપીઆ ત્રણ સો પચાસ મુંબઈગરા કરજાઉ અંગઉધાર દેવા. તેનું વ્યાજ દર માસે દર શતે રામ બાર લેખે ચઢે. કૂલ (અથવા મજમલ્લે) દર માસે રૂ ૨।ાઝ ચઢે.

રૂપીઆ જ્યારે માગો ત્યારે દિવાળી બાકી વ્યાજના વ્યાજસહિત દેવા. એકામતે એકાજતે દેવા. સદરહુ અવેજ પૈકી રૂા. ૩૧૭) તમારા પાછલા લહેણાનો હિસાબ કરતાં તમારા અમારે દેવા નીકળ્યા તે તથા રૂા. ૩૩) આજ રોજ ઘર કામ સારૂ તમારી પાસેથી રોકડા લીધા છે. એ રીતે રૂા. ૩૫૦)નો અવેજ અમને મળ્યો છે

આ નાણાંના જામીન અમો પંડ્યા વેણીરામ મોરલીધર, રહેવાસી સરખેજના થયા છીએ. સદરહુ મૂળ ધણીઓ સદરહુ રકમ વ્યાજ સાથે આપશે. તે ન આપે, તો અમો વેણીરામ મોરલીધર ઘરઘરાઉ આપીશું.

અત્ર ———— મતુ. અત્ર ———— સાખ.

૧ લુહાર બેચર મનોર મતુ દા. પોતે.

૨ લુહાર કુબેર મનોર મતુ દા. પોતે.

૩ પંડ્યા વેણીરામ મોરલીધર મતુ દા. પોતે.

૧ લુહાર શીવા પ્રેમા સાખ દા. પોતે.

૨ સુતાર હરખજી ધનજી સાખ ધણી બે હજુર- કરી છે. દા. પોતે.

૩ લિ. શા. વનમાળી પાનાચંદ ધણીના કહેવાથી લખ્યું છે. દા. પોતે.

## ૬. કાંધાખત.

**સમજ.** શાહુકાર પાસેથી અમુક રકમ અમુક ચઢાવો આપવો કબુલ કરી લેવામાં આવે, અને ચઢાવા સુદ્ધાંની રકમ ઠરાવેલી મુદતમાં ઠરાવેલા હપ્તાથી ભરવાનો કરાર કરવામાં આવે, તેને કાંધાખત કહે છે. કાંધું એટલે ભાગ–હપ્તો. કેટલીક વાર ગાય, ભેંસ વગેરે ઢોર ખરીદવા સારૂ શાહુકારના રૂપીઆ ખેડુતો ઉપાડે છે, અને તેનું ઘી અંથવા ઘીની કિંમત જેટલા રૂપીઆ દર હપ્તે ભરવાનો ઠરાવ કરવામાં આવે છે, અને તે ઢોરને સાનમાં પણ લખી આપે છે. પ્રથમથી ચઢાવો ઠરાવ્યો તેથી કાંધાની મુદતનું વ્યાજ આપવામાં આવતું નથી, પણ હપ્તા પડે તો ચઢેલી રકમનું તે વસુલ થતાં સુધીનું વ્યાજ આપવું પડે છે.

સંવત ૧૯૫૭ના વર્ષે માગશર સુદ ૧૩ દિને. દા. શિવલાલ ગીરધર, રહેવાસી મોજે રોજકા તાલુકે ધંધુકાના. પારસાત એક ગામ વાસ્તવ્ય શેખ રમજાન હુસેન. જત અમોએ આજ રોજ બળદ ખરીદ કરવા સારૂ તમારી પાસેથી રૂા. ૭૨) અંકે બોતેર રૂપીઆ મુંબઈગરા રોકડા લીધા છે, તથા તેના હમાના વ્યાજના ચઢાવાના રૂા. ૮) કર્યા છે. મજમલ્લે રૂા. ૮૦) અંકે રૂપીઆ એંશી અમારે તમારા દેવા. તેનાં કાંધાં દર માસે રૂા. ૮) અંકે આઠનાં કર્યાં છે. દર માસે કાંધું ચઢેચઢ્યું ભરીને દસ માસમાં તમામ રૂપીઆ આપીએ. કોઈ હપ્તો પડે, તો તે વખતે બાકી રહેલી તમામ રકમ એકદમ સામટી આપીએ. ન આપીએ તો તે વસુલ થતાં સુધી દર માસે દર રૂપીએ દોકડા બે લેખે વ્યાજ આપીએ. સહી.

અત્ર ——— મતુ. અત્ર ——— સાખ.

૧ શેખ રમજાન હુસેન મતુ ઉપર લખ્યું તે સહી. દા. ઠા. પુરુષોત્તમ લાધાભાઈ.

૧ સૈયદ અબદુલ્લા કાદર સાખ દા. પોતે.

૨ વોરા સુલતાનજી સુલેમાન સાખ દા. પોતે.

૩ લિ. ઠાકોર દીપસીંગજી અમરસીંગજી ધણીના કહેવાથી લખ્યું છે. દા. પોતે.

## ૭. દાણાનું ખત. (૧)

સંવત ૧૯૫૬ના જેઠ સુદ ૧૪ ને વાર ભોમે. શા. ભગવાનદાસ હરિભાઈ, રહેવાસી મોજે કાળસર તાલુકે ઠાસરાના. જોગ લિ. એક ગામવાસી બારીઆ વસ્તા દેવજી. જત અમોએ ખાવા સારૂ તથા બી સારૂ દાણા આજ રોજ તમારી પાસેથી લીધા છે, તેની વિગત નીચે મુજબઃ—

બાજરી મણ ૩) અંકે ત્રણ મણ તે આવતી સાલના માગશર સુદ ૨ ને રોજ સવાઈ સુદ્ધાં મણ ૩ાા આપીએ.

ઘઉં મણ ૫) અંકે પાંચ મણ તે આવતી સાલના ફાગણ સુદ ૨ ને રોજ સવાઈ સુદ્ધાં મણ ૬ા આપીએ.

સદરહુ મુદત પછી જે ધાન્ય રહે, તે દર વરસે સવાયું એટલે સવાગણું વધારે આપીએ. સહી.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

૧ બારીઆ વસ્તા દેવજી મતુ દા. ભટ નરોત્તમ વિશ્વનાથ ધણીના કહેવાથી મતુ કર્યું છે.

૧ બારીઆ રામજી ઉકા સાખ દા. પોતે.

૨ ઘાંચી બેચર અમથા સાખ ધણી એ હજુર.

૩ લિ. ભટ નરોત્તમ વિશ્વનાથ સાખ ધણીના કહેવાથી લખ્યું છે.

## ૮. દાણાનું ખત. ( ૨ )

સંવત ૧૯૫૬ના ભાંદરવા વદ ૧૪ ને વાર શનિ. શા. ભગવાનદાસ હરિભાઈ, રહેવાસી મોજે કાળસર તાલુકે ઠાસરાના. જોગ લિ. એક ગામવાસી મીઆં બહાદરખાં રસુલખાં. જત બી ખરીદવા સારૂ તથા ખેતીના ખરચ સારૂ અમોએ આજ રોજ તમારી પાસેથી રૂ. ૩૦) અંકે રૂપીઆ ત્રીસ મુંબઈગરા રોકડા કરજે કાઢ્યા છે, તે બદલ ઘઉં મણ ૧૫ અંકે પંદર મણ નવા પાકના આવતા વરસના ફાગણ સૂદ ૨ ને રોજ તમને દેવા કર્યા છે. જો તે પ્રમાણે મુદતે ઘઉં ન આપીએ, તો તેથી તમને જે નુકસાન થાય તેનો જવાબ દીજીએ. સહી.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

૧ મીઆં બહાદરખાં રસુલખાં સહી દા. પોતાના.

૧ મીઆં અમુ જીવા સાખ દા. પોતે.

૨ મીઆં કાસમ. કાલુ સાખ દા. પોતે.

૩ લિ. ભટ નરોત્તમ વિશ્વનાથ સાખ ધણીના કહેવાથી લખ્યું છે.

## ૯. સાનખત અથવા ગીરોખત.

### ( જંગમ મિલ્કતનું. )

**સમજ.** જ્યારે અંગઉધાર રૂપીઆ મળી શક્તા નથી ત્યારે, અથવા વ્યાજ કમી પડવા સારૂ, નાણું ધીરનારને દરદાગીના, ઢોરઢાંખર, જમીન, કે ઘરબાર કબજે કે જામીનગીરીમાં આપવામાં આવે છે; ત્યારે તે બાબતના લખી આપેલા દસ્તાવેજને સાનખત કે ગીરોખત કહે છે. ધીરનાર ધીરવાની રકમથી સવાયો કે વધારે કિંમતનો માલ સાનમાં લે છે; કેમકે દેણુદાર રૂપીઆ ભરી તે ન છોડાવે, તો ચઢેલા વ્યાજ સુદ્ધાં માલ વેચવાથી મેળવી શકાય. દાગીના હીરામોતીના હોય તો તે દોઢી બમણી કિંમતના લે છે; કેમકે તેમની કિંમતમાં વખતે ઘણો ફેરફાર પડી જાય છે. માલ વેચી દેવાનો પ્રસંગ આવે, તો તે જાહેર હરાજીથી વેચવાની શરત દસ્તાવેજમાં કરાવવી એ સારી વાત છે; કેમકે તે ખાનગી રીતે વેચવામાં પાછળથી અનેક જાતના વાંધા ઊઠે છે. દસ્તાવેજ અને માલ બન્ને લેણુદારના કબજામાં રહે છે, તેથી દેણુદાર પાસે માલ માગવાનો કંઈ આધાર રહેતો નથી; માટે દેણુદારે માલની પાવતી કે સામો લેખ લેણુદાર પાસેથી લેવાની તજવીજ કરવી જોઈએ.

સાનમાં લખી આપેલી સ્થાવર મિલ્કત માલીક પોતાને કબજે રાખે છે. જો તે લેણુદારને કબજે આપે, તો તે બાબતના દસ્તાવેજને **કબજા સાનખત કે કબજા ગીરોખત** કહે છે. કબજે લીધેલી મિલ્કતની ચોકખી ઉપજ દેણુદારના દેવા પેટે જમા થાય છે. કેટલીક વાર જમીન એવી રીતે સાનમાં અપાય છે, કે બાંધેલી મુદતમાં લેણુદાર ઉપજ ખાય, તેથી લહેણું વ્યાજ સુદ્ધાં વળી રહેલું ગણાય, અને મુદત વીતે જમીન માલીકને સ્વાધીન કરવી પડે. આવી જાતના કરારને **પુળાછૂટ કે વળતદાણીઉં ખત** કહે છે. આવા કરારથી ગામગરાસ પણ સાનમાં મૂકી શકાય છે. સ્થાવર મિલ્કતમાં ઘરબાર હોય, તો તેના દસ્તાવેજને **ઘરાણીઉં ખત** કહે છે. તેમાં ઘર, કયા ગામમાં ( જિલ્લા, ટુકડી તથા પેટા ટુકડી સાથે) કયે ઠેકાણે તે સ્પષ્ટ જણાવી તેની ચંતુઃસીમા (ચારે

બાજુએ શું શું છે તે) આપવી. શહેરની માપણી થઈ હોય તો ઘરબારની માપણીનો અંક વગેરે જણાવવું, તથા હાલ કોના કબજામાં છે તે અને તેનું માપ લખવું, અને ડાગડુગી કોણ કરે તે જણાવવું. આવા કરારમાં રૂપીઆનું વ્યાજ નહિ ને ઘરનું ભાડું નહિ, એવી શરત કરવામાં આવે છે. જમીન હોય તો તેનું નામ, જાત, માપણીનો નંબર, માપ, આકાર, તેમજ સરકારી દફતરે કોના નામ પર ચાલે છે તે જણાવવું.

---

સંવત ૧૯૫૭ના માગશર વદ ૧ ને વાર શુક્ર. શા. છગનલાલ કેવળદાસ, રહેવાસી કપડવંજના. જોગ લિ. દવે નારણજી સોમદત્ત એક ગામવાસી. જત તમારી પાસેથી અમોએ કરજાઉ રૂા. ૩૫૦) અંકે રૂપીઆ ત્રણ સો પચાસ મુંબઈગરા રોકડા લીધા છે. તેનું વ્યાજ દર માસે દર શતે રામ ૭ પ્રમાણે ઠરાવ્યું છે. તે નાણાંની સાનમાં અમારા દાગીના નીચે પ્રમાણે આજરોજ તમારે સ્વાધીન કર્યા છે.

(૧) હેમનું કડું ૧ ચક્કર ઘરતોલ ગદિઆણા ૨૦ વીસનું.

(૨) હેમનું માદળીઉં ૧ ઘરતોલ ગદિઆણા ૩॥ સાડાત્રણનું.

(૩) ચાંદીનાં સાંકળાં જોડ ૧ વજન તોલા ૧૧૫ એક સો પંદરનાં.

સરરહુ રકમ વ્યાજ સુદ્ધાંત એક વરસમાં ભરીને ઉપર લખ્યા દાગીના છોડાવીએ. જો એ મુદતમાં ન છોડાવીએ, તો એક માસની જાહેરખબર આપી જાહેર હરાજીથી સદરહુ દાગીના વેચીને તમે તમારા રૂપીઆ વસુલ કરી લો. કદી દાગીનાના વેચાણથી પુરા રૂપીઆ વસુલ ન થાય, તો જે બાકી રહે તે અમારી જાતથી તથા હરેક મિલ્કતથી વસુલ કરી લો. સદરહુ રકમ અમારી માતુશ્રીના ઉત્તરકાર્ય માટે અમોએ રોકડી લીધી છે તે ખરી છે. આ લખ્યું તે સહી.

| અત્ર ———— મતુ. | અત્ર ———— સાખ. |
|---|---|
| ૧ દવે નારણજી સોમદત્ત મતુ દા. પોતે. ઉપરનો દસ્તાવેજ અમોએ અમારે અક્ષરે લખી આપ્યો છે, તે સહી છે. | ૧ ત્રવાડી કેશવરામ જદુરામ સાખ દા. પોતે. |
| | ૨ દવે મંછારામ મયારામ સાખ ધણી બે હજુર દા. પોતે. |

## १०. सानखत. ( स्थावर मिल्कतनुं. )

संवत १९५७ना मागशर वद २ ने वार शनि दिने. ओझा आदित्यराम मयाराम, रहेवासी अमदावादना. जोग लि. ओझा गरबड वल्लभराम, एक गामवासी. जत अमोए तमारी पासेथी आज रोज करजाउ रू. २०१) अंके बसें ने एक पुरा मुंबईगरा रोकडा लीधा छे. तेनुं व्याज दर मासे दर सेंकडे राम बार लेखे कर्युं छे. तेनो वायदो आजथी ७ मासनो कर्यो छे. रूपीआ व्याजमुद्दल साथे मुदत पुरी थये आपीए. ते उपरांत रहे तो तमाम रकम वसुल थतां सुधी सदरहु प्रमाणे व्याज आपीए. आ नाणांनी सानमां अमारूं बापीतुं घर १ लखी आप्युं छे, तेनी विगत नीचे मुजब छेः––

घर १ त्रण माळनुं जिल्ला टुकडी तथा पेटा टुकडी अमदावादमां शहेर अमदावादमां सारंगपुर तळीआनी पोळमां शहेर मापणी क टिक्का १ नंबर १३५नुं. तेनी चतुःसीमानी विगतः—पूर्वे ओझा क*नुं घर, दक्षिणे खनुं घर, पश्चिमे राजमार्ग, अने उत्तरे गनुं घर छे. ए रीतनी चतुःसीमा वच्चेनुं पश्चिमाभिमुखनुं घर जेमां हाल अमे रहीए छीए, ते सदरहु रूपीआनी सानमां लखी आप्युं छे. तमारा सिवाय बीजा कोईना करजमां ए घर सानमां आपेलुं नथी. सदरहु प्रमाणे रूपीआ न आपीए, तो सदरहु सानमिल्कतथी तथा अमारी हरेक जातमिल्कतथी तमे वसुल करी लो. सदरहु रकम अमे अमारा बीजा लेणदारोने आपवा सारू लीधी छे.

| अत्र | मतु. अत्र | साख. |
|---|---|---|
| १ ओझा गरबड वल्लभराम मतु दा. पोते. | | १ ओझा कनी साख दा. पोते. |
| | | २ पंड्या खनी साख दा. पोते. |
| | | ३ लि. पंड्या गनी साख. धणीना कहेवाथी लख्युं छे. |

* हवेथी लंबाण न थाय माटे आखां नाम न आपतां एक बे अक्षर लखवामां आवशे, ते ठेकाणे विद्यार्थी पासे आखुं नाम लखाववुं.

## ૧૧. કબજા સાનખત.

સંવત ૧૯૫૬ના વૈશાખ વદ ૩ ને વાર ગુરુ. શા. પાનાચંદ કુબેરદાસ, રહેવાસી સરખેજના. જોગ લિ. વાળંદ બેચર રતના, એક ગામવાસી. જત અમોએ તમારી પાસેથી આજ રોજ રૂા. ૫૦૧) અંકે પાંચ સેં ને એક પુરા મુંબઈગરા. રોકડા લીધા છે. તેનું વ્યાજ દર માસે દર સેંકડે રામ ૮ લેખે કર્યું છે. દર સાલ ચઢયેચઢયું આપીએ. ન આપીએ તો બારમાસી હિસાબ કરી અધિક માસ સુદ્ધાં વ્યાજનું વ્યાજ આપીએ. આ અવેજને પેટે નીચેની મિલ્કત કબજા સહિત ગીરો મૂકી છે.

જિલ્લા ટુકડી તથા પેટા ટુકડી અમદાવાદમાં મોજે સરખેજ તાલુકે દસક્રોઈની સીમનું ખેતર જીરાયત સરવે નં. ૧૧૨ એકર ૩૨–૧૮ બત્રીસ એકર ને અઢાર ગુંઠા આકાર રૂા. ૬૫) તેની ચતુઃસીમાઃ—પૂર્વે કનું ખેતર સરવે નં. ૧૧૩, દક્ષિણે ખનું ખેતર સરવે નં ૧૧૫, પશ્ચિમે ગામમાં જવાની નાળ, અને ઉત્તરે ગોઝારીઆ તળાવડી. સદરહુ ચતુઃસીમા મધ્યેનું ખેતર સરકારી દફતરે અમારા નામ ઉપર ચાલે છે, અને અમારા કબજા-ભોગવટામાં છે, તે આજ રોજ અમે સદરહુ કરજને પેટે તમારા કબજામાં આપ્યું છે ખેતરની ઉપજમાંથી મહેસુલ અને ખરચ જતાં બાકી રહે તે પ્રથમ વ્યાજમાં વસુલ ગણવું, અને તેમ કરતાં વધે તે મુદ્દલમાં વસુલ કરવું વ્યાજ સુદ્ધાં તમામ રકમ હિસાબે નીકળે તે આપીએ નહિ, ત્યાંસુધી સદરહુ ખેતર ઉપર અમારો હક નથી. આ ખત અમે અમારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી લખી આપ્યું છે, તે ખરૂં છે.

અત્ર ——————— મતુ. અત્ર ——— સાખ.

૧ વાળંદ બેચર રતના મતુ દા. પોતે. ૧ વાળંદ કની સાખ.
૨ સુતાર ખની સાખ.
૩ લિ. ગની સાખ.

## ૧૨. ઘરાણીઉં ખત.

સંવત ૧૯૫૭ના માગશર વદ ૭ ને વાર ગુરુ, તા. ૧૩મી માહે ડીસેમ્બર, સને ૧૯૦૦ દિને. શા. દામોદર અચરતલાલ, રહેવાસી અમદાવાદના.

જોગ લિ. જાની કેશવલાલ ધીરજરામ, નાની ઉંમરનાનું પાલન કરનાર: બાઈ જડાવ, જાની ધીરજરામ દોલતરામની વિધવા, રહેવાસી અમદાવાદની. જત અમારૂં પોતાનું ઘર ૧ જિલ્લા તથા પેટા ટુકડી અમદાવાદમાં ખાડીઆમાં જેઠાભાઈની પોળમાં પૂર્વાભિમુખનું છે, તેની ચતુઃસીમા—પૂર્વે અમારૂં આંગણું તથા ખાંચાની પડિઆણુ જમીન, દક્ષિણે જાની કનું ઘર છે, પશ્ચિમે અમારૂં તથા જાની ખનું સહીઆરૂં નાળીઉં છે, અને ઉત્તરે શા. ગનું ડહેલું છે. સદરહુ ચતુઃસીમા વચ્ચેનું ઘર હાલ અમો રહીએ છીએ, તે તમને રૂા. ૪૫૧) અંકે ચાર સેં એકાવન પૂરા મુંબઈગરા રોકડા લઈ ઘર તમારા કબજામાં સોંપ્યું છે. એની અવધ વર્ષ ૧૦ની કરી છે. એ ઘરનું ભાડું નહિ, અને રૂપીઆનું વ્યાજ નહિ. વ્યાજને પેટે તમે ઘરનો ઉપભોગ કરો. ઘરની સાધારણ લીંપ, થેપ, નેવાં, સંચરામણી તથા શહેર-સુધરાઈનો કર તમારે શિર છે. નેવાંની ખોટ અમે પુરી પાડીએ, તથા ઘરનો કંઈ ભાગ પડેઆખડે તો અમારે ખરચે અમો દુરસ્ત કરાવી આપીએ. ન કરીએ તો તમો દુરસ્ત કરાવો, તે રકમ દર માસે દર સેંકડે આઠ આનાના વ્યાજ સાથે અમારે આપવી. તેનો બોજો ઘર ઉપર રહે. અવધ પુરી થયે સદરહુ રૂપીઆની રકમ તથા મકાનદુરસ્તીમાં ખરચેલી રકમ વ્યાજ સાથે આપીને ઘર છોડાવીએ. ત્યાંસુધી ઘરમાં તમે વસો, વસાવો, આડઘરાણે મૂકો, અથવા તમારૂં મન માને તેમ તેનો ઉપભોગ કરો. સદર રૂપીઆ અમારા ધણીના ક્રિયાખરચ માટે લીધા છે. આ ખત અમે અમારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી લખી આપ્યું છે તે કબુલ છે.

| અત્ર | મતુ. અત્ર | સાખ.. |
|---|---|---|
| ૧ જાની કેશવલાલ ધીરજરામ નાની ઉંમરનાનું પાલન કરનાર. તેની મા બાઈ જડાવ, જાની ધીરજરામ દોલતરામની વિધવાનું મતુ. દા. પ્રજારામ ડાહ્યાભાઈ બાઈના કહેવાથી. | ૧ જાની કની સાખ દા. પોતે.<br>૨ શા. ખની શાખ દા. પોતે.<br>૩ લિ. ગની સાખ. | |

## ૧૩. પુળાછૂટ અથવા વળતદાણીઉં ખત.

સંવત ૧૯૫૬ના વૈશાખ સૂદ ૨ ને વાર બુધ. પટેલ અમથાભાઈ નથ્થુભાઈ, ગામ સરખેજના. જોગ લિ. બારીઆ કરસન રામા, એક ગામવાસી. જત તમારા લહેણાનો આજ રોજ હિસાબ કરીને બાકી કાઢયા તે રૂ. ૨૫૧) તથા આજ રોજ રોકડા લીધા તે રૂ. ૫૦) મળીને કૂલ રૂ. ૩૦૧) અંકે ત્રણ સેં એક પુરા મુંબઈગરા દેવા. એની ભરપાઈમાં અમોએ અમારી નીચેની જમીન તમને વરસ ૧૫) પંદર વર્ષ સુધી પુળાછૂટ આપી છે.

ખેતર ૧ જીરાયત મોજે સરખેજ તાલુકે દસક્રોઈની સીમનું કિત્તે આમલીવાળું સરવે નં ૭૨ એકર ૮–૨૦ આકાર રૂ. ૯) તેની ચતુઃસીમાઃ– (લખવી.) સદરહુ ખેતરમાં ત્રણ ઝાડ આમલીનાં છે તે સુદ્ધાંત.

ખેતર ૧ બગાયત મોજે સરખેજની સીમનું કિત્તે ટીંબાનું સરવે નં. ૬૭ એકર ૭-૨૨ આકાર રૂ. ૧૫) તેની ચતુઃસીમાઃ—(લખવી.) સદરહુ ખેતરમાં લીંબુનાં ઝાડ ૨૦૦ તથા બોરડીનાં ઝાડ ૪ છે તે સુદ્ધાંત.

સદર પ્રમાણે બંને ખેતર સદર રૂપીઆની ભરપાઈમાં આજથી વર્ષ ૧૫ સુધી તમારા કબજાભોગવટામાં સોંપ્યાં છે. તે મુદત સુધી તે જમીનમાં બાણુ–નિશાન તમારે દુરસ્ત રાખવાં. મહેસુલ તમારે આપવું તથા ઉપજ તમારે લેવી, અને ખરચ પણ તમારે કરવું. એ મુદતમાં કાંઈ આસમાનીસુલતાની થાય, તો તે તમારે શિર છે. પંદર વર્ષ પુરાં થાય એટલે તમારૂં સદરહુ કરજ તમામ વળી રહ્યું એમ સમજી સદરહુ જમીન અમારે તાબે કરવી. સદરહુ મુદતમાં ઝાડનાં ફળ તમારે લેવાં, પરંતુ કોઈ ઝાડ સુકાઈ જાય અથવા પડે, તો તેનાં લાકડાં અમારે લેવાં.

અત્ર ________ મતુ. અત્ર ________ સાખ.

| | |
|---|---|
| ૧ બારીઆ કરસન રામાનું મતુ. | ૧ બારીઆ ——ની સાખ દા. પોતે. |
| દા. શા. કિશોર રામદાસ. | ૨ પા. ——ની સાખ દા. પોતે. |
| | ૩ લિ. શા. ગની સાખ. |

## ૧૪. કબજાગીરે ખત. (ગામનું.)

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૫ ને વાર બુધે, તા. ૨૬ માહે ડીસેમ્બર, સને ૧૯૦૦. પરી. મંગળદાસ રેવાદાસ અને કંપનિ, રહેવાસી ભરૂચના. જોગ લિ ઈનામદાર ઠાકોર વજેસીંગ વખતસીંગ તથા ઠાકોર દીપસીંગ વખતસીંગ, રહેવાસી ગોધરાના. જત અમોએ તમારી પાસેથી કરજે રૂ. ૨૫૦૦૦) અંકે રૂપીઆ પચીસ હજાર મુંબઈગરા લીધા છે, તેની તપસીલઃ—

રૂ. ૧૮૫૦૦) પાછલો હિસાબ કરતાં નીકળ્યા તે.
રૂ. ૧૫૦૦) પરી નહાલચંદ હરખચંદને કરજ પેટે અપાવ્યા તે.
રૂ. ૫૦૦૦) રોકડા દીકરાઓના લગ્ન માટે તથા પાણી કાઢવાનો વિલાયતી સંચો મંગાવવા માટે આજ રોજ લીધા તે.
રૂ. ૨૫૦૦૦)

એણી વિગતે રૂ. ૨૫૦૦૦) અંકે પચીસ હજાર મુંબઈગરા પુરા કરી લીધા છે.

સદર રૂપીઆના વળતર પેટે અમોને બાદશાહીવારાથી પળતું ગામ જિલ્લા ટુકડી ખેડા પેટા ટુકડી પંચમહાલ તાલુકે હાલોલ મોજે લીંબોદરા છે, તેની છેલ્લી સનંદની નકલ અમારી સહી સાથેની તમને આપી છે. સદર લીંબોદરાનું ગામતળ, તથા સીમતળ, તથા સ્થાવર મકાનો અમારી માલીકીનાં છે, તે તથા ઝાડબીડ તથા કુવાતળાવ તથા વેચાણ ધરાણીઆ રાખેલી જમીન સુદ્ધાંત હદહદુદ ગામનો તમામ કબજો તમોને લખી આપી તમામ પડેપાન ઉપજ સાથે ગામ તમારે કબજે આપ્યું છે, અને તેની અવધ વર્ષ ૧૫) પંદરની કરી છે. તે દરમિઆન ગામની સર્વે તરેહની ઉપજ અમારો આક્ષેપ ન લેતાં અમો માલીકીથી જે રીતે વસુલ કરી લેતા હતા, તે મુજબ વસુલ લેવાનો તમને અધિકાર છે. ગામના વસુલમાંથી ગામખરચ તથા સરકાર-ખંડણી તથા બીજું જે કંઈ ખરચ કરવું પડે, તે તમારે પોતે કરવું અને જે વધે તે તમારે લેવું.

ચાલુ સાલના વસુલનો બીજો હપ્તો અમારે લેવાનો છે, એટલે તમારા હપ્તા સંવત ૧૯૫૮ની સાલથી શરૂ થશે. લોકો પાસેથી પાછલી બાકી હશે, તે અમે વસુલ કરીશું; પણ તેમ કરવાથી તમારી વસુલાતમાં હરકત થવા જેવી વર્તણુક અમો કરીશું નહિ.

સદર ગામના વહીવટ માટે અમારા તરફથી જે ગામનોકરો રાખવામાં આવ્યા છે, તથા જે વંશપરંપરાના નોકરો છે, તેમની પાસેથી તમારે કામ લેવું. તેમ છતાં જે નોકર તમારાથી બેદરકાર રહી તમારૂં વસુલ લેવામાં હરકત કરે. અથવા ગામલોકને કોઈ પ્રકારનો ત્રાસ આપે, તેને બદલે બીજાં માણસો રાખો, તેમાં અમો કોઈ પ્રકારનો વાંધો લઈશું નહિ.

ગામમાં જે વહીવટ આજ સુધી ચાલ્યો આવે છે, તેમાં કોઈ પ્રકારનો ફેરફાર અમારી સંમતિ સિવાય તમારે કરવો નહિ. તથા જેમને પસાયતાં, વર્ષાસન વગેરે મળે છે તેમનાં તે કાયમ રાખવાં.

સદર ગામમાં કોઈ પ્રકારની આસમાની–સુલતાની કે રાજક–દૈવક થાય, તેનું જોખમ અમારે શિર છે, અને તે વખતે તમારી જે રકમ દેવી પડે, તે અમો અમારા બીજા ગામગરાસથી તથા જાતમિલ્કતથી મજરે આપીએ. ન આપીએ ત્યાંસુધી તે તારીખથી દર માસે દર સેંકડે રામ ૧૨ લેખે દિવાળીબાકી અધિક માસ સુદ્ધાંત વ્યાજના વ્યાજ સાથે આપીએ.

અવધ વર્ષ પંદરની પુરી થએ તમારા તમામ રૂપીઆ વળી ચૂકયા છે, એમ ગણી સદર ગામ લીંબોદરા ગામતળ તથા સીમતળ તથા સ્થાવર મકાનો તથા જે જે માલમિલ્કત તમને સોંપવામાં આવી છે તે સાથે બીન તકરારે અમારા કબજામાં તમારે પાછું આપવું. આ ખત અમે અમારી રાજીરજાવંદીથી તથા બીન કેફે અક્કલહોશિયારીથી લખી આપ્યું છે, તે અમારે તથા અમારા વાલીવારસોને કબુલ છે.

અત્ર ——— ——— મતુ. અત્ર ——— ——— સાખ.

| | |
|---|---|
| ૧ ઠાકોર વજેસીંગ વખત ીંગ મતુ | ૧ ઠા. क સાખ. |
| દા. પોતે. | ૨ ઠા. ख સાખ. |
| ૨ ઠાકોર દીપસીંગ વખતસીંગ મતુ | ૩ ઠા. ग સાખ. |
| દા. પોતાના. | ૪ શેઠ घ સાખ. |
| | ૫ વહોરા ङ સાખ. |
| | ૬ લિ. च સાખ. |

## ૧૫. વેચાણખત અથવા ખરીદીખત.

**સમજ.** વેચાણખત બહુ કરીને સ્થાવર મિલ્કતનું એટલે ઘરબાર, જમીન અને ગામનું થાય છે. જંગમ મિલ્કત સંબંધી કબજે લેનાર વેચનાર પાસેથી કિંમત આપ્યાની પાવતી લખાવી લે છે તેથી બસ થાય છે. પાવતીમાં જે જે ચીજ વેચી હોય, તેનું નામ લખવામાં આવે છે.

વેચાણખત બહુ મહત્વનો દસ્તાવેજ છે, તેથી તે લખવામાં ઘણી સાવચેતી રાખવી પડે છે. જે વિગત ઘરાણીઆ ખતમાં ઘર સંબંધી બતાવે છે, તે સર્વ આમાં આવવી જોઈએ. એ ઉપરાંત ઘર હોય તો તેની તથા વખતે તેના દરેક ખંડની લંબાઈ પહોળાઈ ભીંતો સહિત કે સિવાય, ભીંતો સહીઆરી છે કે આગવી, નેવાં ભીંતોથી કેટલાં આગળ પડતાં કેણી તરફ પડે છે, પાણીનો નિકાલ કેણી તરફ શી રીતનો છે, ખાળ, ચોકડીઓ, દટક (ખાળ કુવો), ટાંકું, કુવો, જાજરૂ ક્યાં કે કેટલાં છે; બારી, બારણાં તથા જાળીઆં કેણી તરફ કેટલાં છે; ઓટલા, પગથીઆં, આંગણું કેણી તરફ કેટલું છે; ચાલનિકાલ કેણી તરફ કેવી રીતનો છે, તે લખવું જોઈએ. ઘર હંમેશને માટે પૂર્ણ હકથી વેચ્યું છે, તે દર્શાવનારાં વાકયો લખવાં જોઈએ. ઘરમાંથી કંઈ દાટેલું ધન નીકળી આવે, તો તે વેચાણ લેનારનું થાય, અને કોઈ હેલોહરકત કરે તો જવાબદાર વેચાણ આપનાર થાય, એ વાત જણાવી ખરીદનારને આપવું જોઈએ.

વેચાણખત જમીન સંબંધી હોય, તો કબજા ગીરોમાં જે વિગત દર્શાવી છે તે સર્વ લઈ વધારામાં જમીનમાં આવેલાં ઝાડ, બીડ, કુવા વગેરે જે હોય તે જણાવવું. જમીન નકરી કે સલામીઆ કે સરકારી, જેવી હોય તેવી ખતમાં જણાવવું. નકરી કે સલામીઆ હોય તો તે બાબતના દસ્તાવેજ, સનદ વગેરે હોય, તે ખતમાં લખી ખરીદનારને આપવાં જોઈએ. ઝાડ કોઈ બીજાનાં ઉછેરેલાં હોય, ને તેને ફળમાંથી ભાગ મળતો હોય તો તે બતાવવું. એજ રીતે કુવામાં બીજાના ભાગ હોય, તો તે સ્પષ્ટ લખવું.

---

સંવત ૧૯૫૭ના વર્ષે ફાગણ સુદ ૩ ને વાર ગુરુ, તા. ૨૧ મી ફેબ્રુઆરિ, સને ૧૯૦૧ દિને. ગાંધી હીરાલાલ છોટાલાલ, તત્ પિતા

ઝવેરભાઈ, ન્નાતે વીસા નાગર વાણીઆ, રહેવાસી અમદાવાદમાં માંડવીની પોળના. જોગ લિ. સુતરીઆ મોહનલાલ જમનાદાસ, તત્ પિતા ભુરાભાઈ, ન્નાતે દસા શ્રીમાળી વાણીઆ, રહેવાસી અમદાવાદમાં સારંગપુરમાં રણછોડજી-ની પોળના. જત અમારૂં ઘર ૧ જિલ્લા ટુકડી તથા પેટા ટુકડી અમદાવાદમાં શહેર અમદાવાદમાં સારંગપુરમાં રણછોડજીની પોળ મધ્યે પૂર્વાભિમુખનું, શહેર માપણી ક ટિક્કા ૨ માં અંક (નંબર) ૨૩૫વાળું છે. તે પૂર્વ પશ્ચિમ લાંબું ગજ ૩૩ તથા ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૧૦ સુતારીઆ દિવાલો સિવાય છે. તેમાં પ્રથમ અમારા વડીલ જમનાદાસ ભુરાભાઈ રહેતા, અને તે હાલ અમારા કબ્જાભોગવટામાં અમારી માલીકીનું છે. તેમાં એક ઓરડો નવગજો, તે આગળ પરસાળ પાંચગજી, તે આગળ છૂટ, પરસાળમાં રસોડું ઉત્તરની બાજુએ છે તે આગળ ચોક. તેમાં ટાંકું, પાણિઆરૂં તથા દેવઘર રસોડાની બાજુએ છે, ને વચમાં ચોક છોબંધ ગજ ચાર સમચોરસ છે. ચોકની દક્ષિણે ખડકીમાં જવાઆવવાનો છોબંધ માર્ગ છે. ચોકની આગળ ખડકી છે. તેના બારણા આગળ બંને બાજુએ ઓટલા પત્થરના ગજ બે પહોળાઈના છે, અને વચમાં પગથીઆં પાંચ પત્થરનાં છે. ઉત્તર તરફના ઓટલા ઉપર જાજરૂ છે, અને તે તરફ ઓટલાથી બહાર સરિઆમ રસ્તા ઉપર ખાળકુવો છે. એ રીતનું ઘર ત્રણ મજલી અગાસી તથા ધોરા સાથે છે, અને પૂર્વ પશ્ચિમે નેવાં વળી ગજ ૧ દિવાલથી આગળ પડતી છે. એ ઘરની ચતુઃસીમા નીચે પ્રમાણે છે.

પૂર્વે આ ઘરનું આંગણું પોળના રસ્તામાં પડે છે, અને તે તરફ છાપરાનાં નેવાં ચૂવે છે, અને ખડકીની બારીઓ ત્રણ છે.

દક્ષિણ તરફનો કરો આગવો છે, તે પોળના માર્ગમાં પડે છે. તે કરે ખાળ બે, બારીઓ પાંચ, અને જાળીઓ ચાર છે.

પશ્ચિમે આ ઘરની પછીત આગવી દવે કેશવલાલ દોલતરામની છીંડીમાં પડે છે, અને તે તરફનાં છાપરાનાં નેવાં તે છીંડીમાં પડી પાણીનો નિકાલ તેમની ખડકીમાં પાકી મોરીમાં થઈને રાજમાર્ગમાં છે. છીંડીમાં ભોંયતળીએ તથા દરેક મજલે બબ્બે સવાગજી લોઢાની જાળીઓ છે.

ઉત્તર તરફનો કરો શા. જીવણ નથ્થુના ઘર સાથે સહીઆરો છે..

સદરહુ પ્રમાણેનું ઘર અમોએ તમને રૂા. ૨૫૦૧) અંકે પચીસ સેં એક મુંબઈગરા પુરા રોકડા લઈને જમીન ઈમલા સાથે તથા ચાલનિકાલ સાથે. કૂલ અભરામ ન દાવે આકાશથી તે પાતાળ સુધી વેચાણ આપ્યું છે. અને તમારા કબજામાં સોંપ્યું છે. તે ઘરમાંથી કંઈ નવનિધ કે અષ્ટમાસિદ્ધ નીકળે, તો તે તમારૂં છે. હવેથી ચાંદોસુરજ તપે, ત્યાંસુધી તેના માલીક તમે છો. તેમાં તમે પુત્રપૌત્રાદિક વસો, વસાવો, અગર તમારૂં મન માને તેમ માલીક તરીકે ઉપભોગ કરો; તેમાં અમે અથવા અમારા વંશવારસ કંઇ પણ હેલોહરકત કરીએ નહિ. આ ઘર અમોએ કોઈને ગીરો, વેચાણ કે ધર્માદા લખી આપ્યું નથી, તેમ તેમાં કોઈનો ભાગલાગ નથી. આ વેચાણ સંબંધી તમને કોઈ હેલોહરકત કરે, તો તેનો જવાબ અમો તથા અમારા વાલીવારસો દીજીએ. આ ઘરના અસલ દસ્તાવેજ ૨ તથા સનંદ ૧ આજ રોજ તમને સોંપ્યાં છે. ઘરની કિંમતના રૂા. ૨૫૦૧) અંકે પચીસ સો ને એક ભરી પુરી પામ્યા છીએ. અમોએ અમારી રાજીખુશીથી તથા અક્કલહોંશિયારીથી આ લખી આપ્યું છે તે સહી છે.

અંત્ર ———— મતુ. અત્ર ———— સાખ.

૧ સુ. મોહનલાલ જમનાદાસ મતુ ઉપર લખ્યું તે સહી દા. પોતે.

૧ શા. જીવણ નથ્થુ સાખ દા. પોતે.

૨ દવે કેશવલાલ દોલતરામ સાખ દા. પોતે.

૩ સુ. વનમાળી કેશવ સાખ દા. પોતે.

૪ શા. પ્રેમચંદ કરમચંદ સાખ દા. પોતે.

૫ લિ. મહેતા નાથજી કેશવલાલ બંનો ધણીના કહેવાથી લખ્યું છે.

## ૧૬. બાનાખત.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૩ને વાર સોમે. દેશાઈ પ્રાગજી નાગરજી, રહેવાસી સુરતના. જોગ લિ. મહેતા વસનજી ગાંડાભાઈ, રહેવાસી રાંદેરના.

જત અમારાં ખેતર ૩ કસ્બે રાંદેરનાં સરવે નંબર ૪૧, ૫૬ અને ૮૨ અમોએ તમને રૂા. ૯૨૫) અંકે નવ સેં પચીસ રૂપીઆ મુંબઈગરા માટે વેચાણ આપ્યાનો આજ રોજ ઠરાવ કર્યો છે, તે બદલ રૂા. ૫૧) અંકે એકાવન રોકડા મુંબઈગરા બાનાના લીધા છે. પાકો દસ્તાવેજ એક માસમાં કરી ખેતરો સરકારી દફતરમાં તમારે નામે ચઢાવી આપીએ, ત્યારે બાકીના રૂપીઆ લેવાનો ઠરાવ કર્યો છે.

અત્ર ______ મતુ. અત્ર ______ સાખ.

૧ મહેતા વસનજી ગાંડાભાઈ મતુ     कની સાખ.
દા. પોતાના.     खની સાખ.
લિ. गની સાખ.

## ૧૭. ધર્મપત્રિકા અથવા બક્ષીસપત્ર.

સંવત ૧૯૫૭ના પોષ સૂદ ૪ ને વાર ભોમે, તારીખ ૨૫મી માહે ડીસેમ્બર સને ૧૯૦૦. પંડ્યા જદુરામ વલ્લભરામ, રહેવાસી અમદાવાદના, ન્યાતે ઔદિચ્ય બ્રાહ્મણ. જોગ લિ. મહેતા કાશીરામ મોતીરામ. જત તમે અમારા મામાના દીકરા-ભાઈ થાઓ છો, અને કેટલાંક વરસ થયાં અમારી પાસે રહી અમારી સેવાચાકરી કરો છો. વળી તમે ગરીબ છો, માટે અમારૂં ઘર ૧ જિલ્લા ટુકડી તથા પેટા ટુકડી અમદાવાદ, શહેર અમદાવાદમાં ખાડીઆમાં દેસાઈની પોળમધ્યે શહેર માપણી क ટિકા ૩ નં. ૧૫૮વાળું છે તે બક્ષીસ આપ્યું છે. તે ઘરની ચતુઃસીમા નીચે પ્રમાણે. (અહીં ચતુઃસીમા લખવી.) સદરહુ ઘર આજ રોજ અમારી રાજીખુશીથી તમને કૃષ્ણાર્પણ આપી તમારા કબજામાં સોંપ્યું છે. હવેથી તે ઘર ઉપર અમારો કે અમારા વારસોનો કંઈ હક-સંબંધ નથી. તમે વંશપરંપરા યાવત્ ચંદ્રદિવાકરૌ માલીક તરીકે, તમારૂં મન માને તેમ તેનો ઉપભોગ કરો. આ બક્ષીસપત્ર અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ-હોશિયારીથી લખી આપ્યું છે તે ખરૂં છે.

અત્ર ______ મતુ. અત્ર ______ સાખ.

( મતુ, સાક્ષીઓ, તથા લખીતંગ બાનાખત પ્રમાણે. )

## ૧૮. ભાડા સંબંધીના લેખ.

**સમજ.** ભાડાચિઠ્ઠીઓ ભાડે રાખનારે લખી આપવી જોઈએ. ભાડાની મુદત એક વર્ષ કરતાં વધારેની હોય, તો બીજા દસ્તાવેજોની પેઠે ભાડાચિઠ્ઠી નોંધાવવી (રજીસ્ટર કરાવવી) જોઈએ; અને તેવે પ્રસંગે તે બાબતની હકીકત ચિઠ્ઠીમાં આપવી જોઈએ. ભાડાનો દર માસિક હોય અને તે દેશી મહીના પ્રમાણે હોય, તો અધિક માસ સાથે દર માસે ભાડું ચઢેચઢયું આપીએ, એમ ઉમેરવું જોઈએ. ઘર ઉપર ઘરવેરો, જાજરૂવેરો, પાણીવેરો, વગેરે કર ભરવાના હોય તે કોણે ભરવા એ વિષે સ્પષ્ટ કરાર કરવો. ખેતરોની બોલી અખાત્રીજ સુધીની થાય છે; તે અને બાણદુરસ્તીની, તથા મહેસુલની વાત લાવવી જોઈએ. જો ખેતર ભાગે આપ્યું હોય, તો તેમાં કયી કયી ઉપજનો કેટલો ભાગ લેવાનો અને ખરચ કોને શિર તે જણાવવું જોઈએ.

### ભાડાચિઠ્ઠી. (૧)

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૮ ને વાર શનિ, તા. ૨૯મી ડીસેમ્બર સને ૧૯૦૦ દિને. મહેતા માણેકલાલ હિંમતલાલ. જોગ લિ. શા. નરોત્તમદાસ કહાનદાસ. જત તમારૂં ઘર શહેર વડોદરામાં સુલતાનપુરામાં ચીતણીઆ શેરી મધ્યે છે, તેની ચતુઃસીમા નીચે પ્રમાણે છેઃ—

(ચતુઃસીમા લખવી.)

સદરહુ ઘર અમોએ આજ રોજ તમારી પાસેથી ત્રણ વર્ષની બોલીએ ભાડે રાખી અમારા કબજામાં લીધું છે. ભાડું દર વર્ષે રૂા. ૨૫) અંકે પચીસ મુંબઈગરા ઠરાવ્યું છે. ઉપરાંત સંચરામણ તથા જાજરૂવેરો અમારે શિર છે. નળીઆંની ખોટ તથા પડેઆખડે તે દુરસ્ત કરાવવાનું તથા પાણીવેરો તમારે શિર છે. ભાડું દર સાલ ચઢેચઢયું આપીએ, અને મુદત પુરી થયે ઘર ખાલી કરી તમને સોંપીએ.

અત્ર ———————— મતુ. અત્ર ———————— સાખ.

(ઉપર પ્રમાણે.)

## ભાડાચિઠ્ઠી. (૨)

સંવત ૧૯૫૬ના વૈશાખ સૂદ ૪ને વાર ગુરુ. પા. રામજી વસ્તા, ગામ કરમસદના. જોગ લિ. મીઆં રસુલ ઉમરાવ, એક ગામવાસી. જત તમારૂં ગાડું ૧ તથા બળદ ૨ રંગે લાલ, ઉભાં શીંગડાંના, ખેતીકામ સારૂ માસ આઠ માટે ભાડે રાખ્યા છે. ભાડું દર માસે રૂા. ૨) અંકે બે ગામ ચલણી ઠરાવ્યું છે, તે ચઢેચઢયું આપીએ. ઉપરાંત ગાડાની દુરસ્તી તથા બળદનું ખાધાખરચ અમારે શિર છે. મુદતે ગાડું તથા બળદ તમને સોંપીએ. તે ઉપરાંત રાખીએ તો દર માસે રૂા. ૩) અંકે ત્રણ લેખે ભાડું આપીએ. બળદને જોઈએ તેટલો ઘાસચારો નીરીને સારી હાલતમાં રાખીએ. સહી.

અત્ર ——————————— મતુ. અત્ર ——————————— સાખ.

( ઉપર પ્રમાણે. )

## ગણોતનામું અથવા ગણોતપટ્ટો. (૧)

સંવત ૧૯૫૬ના વર્ષે ચૈત્ર સૂદ ૧૧ ને વાર સોમે, તા. ૯મી માહે એપ્રિલ સને ૧૯૦૦. દેસાઈ રઘુનાથજી દયાળજી. જોગ લિ. પા. જીવણજી નાગરજી. જત મોજે સરભોણ તાલુકે બારડોલીની સીમમાં તમારૂં ખેતર એક સરવે નંબર ૧૧૨ એકર ૧૬ ગુંઠા ૨૫ આકાર રૂા. ૧૮–૧૨–૦ છે, તેની ચતુઃસીમાઃ–(લખવી.)

એ રીતે ચતુઃસીમાવાળું ખેતર અમોએ તમારી પાસેથી એક સાલને માટે વાવેતર કરવા સારૂ ગણોતે રાખ્યું છે. તેની સાંથના રૂા. ૫૦) અંકે પચાસ મુંબઈગરા ઠરાવ્યા છે. આસમાનીસુલતાનીની હરકત ન બતાવતાં રકમ અમારે તમને સંવત ૧૯૫૭ના ચૈત્ર સૂદ ૨ ને રોજ આપવી, અને અખાત્રીજ ઉપર તમારૂં ખેતર તમને સોંપવું. બાંધદુરસ્તી અમારે શિર છે. સરકારી મહેસુલ તમારે શિર છે.

અત્ર ——————————— મતુ. અત્ર ——————————— સાખ.

( ઉપર પ્રમાણે. )

## ગણોતનામું. (૨)

સંવત ૧૯૫૬ના વર્ષે ચૈત્ર વદ ૫ ને વાર શુક્ર, તા. ૧૯મી માહે એપ્રિલ સને ૧૯૦૦. ઠા. લધા શામજી. જોગ લિ. મીઆં રસુલ જમાલ. જત મોજે સમઢિઆળા તાબે જુનાગઢની સીમનું તમારૂં ખેતર એક બાગાયત સરવે નં. ૮૭ એકર ૯ ગુંઠા ૩૫ આકાર રૂા. ૩૦)નું છે, તેની ચતુઃસીમાઃ—(લખવી.)

સદરહુ ખેતર તે મધ્યેનાં ફળાઉ ઝાડ સુદ્ધાંત ચાલુ સાલની અખાત્રીજથી અમોએ તમારી પાસેથી ભાગે રાખ્યું છે. તેની અવધ વર્ષ ૫ ની કરી છે. અનાજ, ઘાસપુળા તથા ફળફળાદિની જે ઉપજ થાય, તેમાંથી ત્રણ ભાગ અમારે લેવા અને બે ભાગ તમને આપવા. પિઆવો, ખેડ, બી, નિંદામણ, વગેરે વાવેતર સંબંધી તમામ ખરચ અમારે શિર છે, અને સરકારી મહેસુલ તમારે શિર છે. એ લખ્યું તે સહી.

અત્ર ———— ———— મતુ. અત્ર ———— ———— સાખ.

( ઉપર પ્રમાણે. )

## ૧૯. કરાર.

**સમજ.** અમુક શરતોએ કંઈ કામ આપવા લેવાના ઠરાવને કરાર કહે છે. આખું ઘર બાંધવાનું કે તે માંહેલું કડીઆકામ, સુતારકામ, ખારવાનું કામ, કુવા–તળાવ ખોદાવવાનું કે તે બંધાવવાનું કામ વગેરે કરારથી આપી શકાય છે કે લઈ શકાય છે. ઈજનેરખાતામાં બાંધકામના કંટ્રાક્ટ અપાય છે, તે કરારજ છે. જે કામ સોંપવાનું હોય, તેમાં શું શું કરવાનું છે, કયો કયો કેવી જાતનો માલ ઘાલવાનો છે, કયું ખરચ કોને માથે છે, કામ કેટલી મુદતમાં પુરૂં કરવાનું છે, કામ પુરૂં ન કરે તો શું કરવું, કામ બદલ કેટલા રૂપીઆ અને શો ભાવ, અને બાનામાં અગાઉથી કેટલી રકમ આપી લીધી, તે સ્પષ્ટ જણાવવું જોઈએ.

કંઈ માલ પુરો પાડવાનો જે કરાર થાય, તેને માલનો કબાલો કહે છે. તેમાં કયો માલ, કઈ જાતનો, કેટલો અને શા ભાવે, ક્યારે અને ક્યાં આપવાનો તે જણાવી બાનામાં અગાઉથી જે રકમ લીધી હોય તે, અને બાકીની રકમ ક્યારે લેવાની તે લખવું જોઈએ.

બેચાર માણસો ભેગા મળી પંત્યાળો વેપાર કરવાનો ઠરાવ કરે, તેને સર્કતીનો કરાર કે ભાગીદારી કરાર કહે છે. તેમાં દરેકનો કેટલી આની ભાગ, થાપણ કેટલી, અને વરાડે દરેક ભાગીદારે કેટલી રકમ આપવી, દુકાનનું નામ શું રાખવું, વેપાર શો અને કયાં કરવાનો, વહીવટ કોણે કરવો અને તેને શું આપવું, નફો કેવી રીતે કયારે વહેંચવો, હિસાબ કોણે રાખવો, તે કોને કયારે રજુ કરવો, કરજ કેવી રીતે કરવું કે ન કરવું, અને ભંડોળ વધારવા કે દુકાન બંધ કરવા માટે કેમ કરવું વગેરે બાબતો આવવી જોઈએ.

સંવત ૧૯૫૭ના પોષ સૂદ ૫ ને વાર બુધ. કાઝી અબ્દુલ ઈબ્રાહીમ. જોગ લિ. કડીઆ નથ્થુ ગલાબ. જત તમે નવું ઘર બંધાવો છો, તેમાં તમામ કડીઆકામ કરવાનો તમારી સાથે મેં કરાર કર્યો છે; તેની શરતો નીચે પ્રમાણે છેઃ—

૧. પાયાથી તે છાપરા સુધી તમામ ચણતર ઇંટ અને ચુનાનું કરવું.
૨. દર સો ઘનફુટના ચણતર કામના અમારે રૂા. ૪) પ્રમાણે લેવા.
૩. બારણાં, બારીઓ, ગોખલા, તાકાં ઉપર કમાનો મારવી; અને બારણાં, બારીઓ તથા ગોખલામાં જે જગા ખુલ્લી રહે તે તથા લાકડાંથી રોકાય, તે ચણતરના માપમાં ગણવી.
૪. ઇંટો તથા કો (તૈયાર કરેલો ચુનો) જગા ઉપર પુરો પાડવાનું તમારે શિર છે, અને પાણી, મજુર, પાલખ બાંધવી તથા ચણતરનું તમામ ખરચ અમારે શિર છે.
૫. ચણતર ઓળંબામાં અને સાંધ બદલીને કરવું.
૬. ઇંટો એક રાત પાણીમાં ભીંજવીને વાપરવી, અને દર ચાર થર ચણતર થાય, એટલે ચુનાની પાળ કરી તે ઉપર પાણી રેડી એક રાત રહેવા દેવું.
૭. કામ આજથી ચાર માસમાં પુરૂં કરવું.

સદરહુ પ્રમાણે કામ કરવાને આજ રોજ તમે અગાઉથી રૂા. ૧૫) અંકે પંદર આપ્યા છે, તેટલાનું કામ થયા પછી જે રકમ થાય તેના નીમે પૈસા તમારે ચુકાવી આપવા; તમામ કામ પુરૂં થયે બાકીના તમામ

પૈસા લેવા. અમે કામ પુરૂં ન કરીએ, તો તમે બીજા પાસે કરાવી લો; તેમાં જે નુકસાન થાય, તે અમારે ભરી આપવું. આ લખ્યું તે સહી છે.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

(ઉપર પ્રમાણે.)

## ૨૦. માલનો કબાલો.

સંવત ૧૯૫૭ના પોષ સૂદ ૫ ને વાર બુધ. શા. પાનાચંદ હરિવલ્લભ. જોગ લિ. શા. ત્રિભુવનદાસ જમનાદાસ. જત આજ રોજ તમને માલ દેવો કર્યો છે, તેની વિગત નીચે મુજબ છેઃ—

બાજરી કળશી ૨૦ અંકે વીસ કળશી, ચાલુ સાલના પાકની, દર કળશીના રૂા. ૨૭) અંકે સત્તાવીસ લેખે.

રૂ ખાંડી ૧૦૦) અંકે સો ખાંડી, ખાનદેશી, ચાલુ સાલના પાકનું, દર ખાંડીએ રૂા. ૧૮૦) અંકે એક સો એંશી પ્રમાણે.

કપાસીઆ કળશી ૫૦) અંકે કળશી પચાસ, ભરૂચ જીનના, દર કળશીના રૂા. ૧૨) અંકે બાર પ્રમાણે.

એણી રીતે માલ તમને નડિઆડમાં તમારી વખારે ચાલુ સાલની ચૈત્ર સૂદ ૨ ને રોજ આપવો કર્યો છે, અને તે પેટે રૂા. ૧૦૦૦) અંકે એક હજાર બાનામાં લીધા છે. બાકીની કિંમત માલ આપતી વખતે લેવી કરી છે. હસ્તે દલાલ જીવણજી રૂપજી.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

(ઉપર પ્રમાણે.)

## ૨૧. ભાગીદારી અથવા સર્કતીનો કરાર.

સંવત ૧૯૫૭ના કાર્તિક સૂદ ૧ ને બુધવારના રોજથી અમો દોસી છગન કુબેર તથા દોસી હરિલાલ કુબેર તથા પા. જેઠાભાઈ કિશોરદાસે ભાગીદારી કરી પંત્યાળો વેપાર કરવો શરૂ કર્યો છે, તેની શરતો નીચે પ્રમાણે.

સોળ આનાના હિસ્સા પૈકી છગન કુબેરના આના ૭, હરિલાલ કુબેરના આના ૫, અને જેઠાભાઈ કિશોરદાસના આના ૪નો હિસ્સો નક્કી કર્યો છે.

આનાના રૂ. ૫૦૦) પ્રમાણે ભંડોળ રૂ. ૮૦૦૦)નું એકઠું કરવું. તેમાં દરેક જણે પોતપોતાના હિસ્સા પ્રમાણે આપવું.

તળ અમદાવાદમાં દુકાન કાઢી વેપાર કરવો.

દુકાનનું નામ "દોસી જેઠાભાઈ છગનલાલ" એવું રાખવું.

દુકાનનો વહીવટ છગન કુબેરે કરવો, તથા તેનો હિસાબ રાખવો.

ત્રણ ભાગીદારની સંમતિ વગર કરજ કરવું નહિ, તથા નવો ભાગીદાર દાખલ કરવો નહિ.

દરેક વર્ષની આખરે છગન કુબેરે સરવાયું કાઢી બધા ભાગીદારોને બતાવવું.

કંઈ તકરાર ઊઠે અથવા પંત્યાળામાં તોટો થતો જાય, તો કામ બંધ કરવું; અને કરજ તથા ખરચ જતાં જે રોકડ તથા માલમત્તા બાકી રહે, તે હિસ્સા પ્રમાણે વહેંચી લેવું.

વર્ષ આખરે કરજનું વ્યાજ તથા ખરચ જતાં ચોકખો નફો રહે, તે ઉપર સેંકડે ૨૦ ટકા છગન કુબેરને વહીવટ કરવા બદલ આપવા; અને જે બાકી નફો રહે તે પોતપોતાના હિસ્સા પ્રમાણે ભાગીદારોએ વહેંચી લેવો. તોટો હોય તો છગન કુબેરને વહીવટ બદલ કંઈ આપવું નહિ; અને તોટો પોતપોતાના હિસ્સા પ્રમાણે ભાગીદારોને ખાતે માંડવો.

સદરહુ પ્રમાણે કરાર અમો સર્વે ભાગીદારોને કબુલ–મંજુર છે.

અત્ર ______________ મતુ. અત્ર ______________ સાખ.

(મતુ ત્રણે ભાગીદારોનું.) (સાક્ષી ઉપર પ્રમાણે.)

## ૨૨. પહોંચ.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૬ ને વાર ગુરુ. રા. બળભદ્ર મુકુંદરામ. જોગ લિ. શા. કેવળદાસ નથ્થુભાઈ. જત સંવત ૧૯૫૫ના કાર્તિક સુદ ૧૫ વાર સોમે તમોએ પાડી આપેલા ખાતા (અથવા ખત કે જે હોય તે) ના લેણા પેટે રૂ. ૭૫) અંકે પંચોતેર મુંબઈગરા આજ રોજ તમોએ મોકલ્યા તે પહોંચ્યા છે. તેની આ પહોંચ લખી આપી છે તે ખરી છે. દા. શા. કેવળદાસ નથ્થુભાઈ.

## ૨૩. વહેંચણપત્ર.

**સમજ.** સમાઈક એટલે મજિઆરી મિલ્કત હકદારો ભાગે પડતી લે, તેના કરારને વહેંચણપત્ર કહે છે. બાપદાદાની મિલ્કત ભાઈઓ ઘણું કરીને સરખે ભાગે વહેંચી લે છે. જે મિલ્કત સરખે હિસ્સે વહેંચી શકાતી ન હોય, તે એક જણને આપવામાં આવે, તો બીજાઓને ઉપ-રાણીના રૂપીઆ અથવા તે બદલ બીજો માલ આપે છે. કયો હિસ્સો કોણ લે તેનો વાંધો ન પડે, એ માટે ઘણી વાર લાંભવાં નાખીને વહેંચણી થાય છે. જેને ભાગે જે મિલ્કત આવે તેની વિગત કરારમાં સ્પષ્ટ જણાવવી, કે પાછળથી વાંધા ન ઊઠે. માબાપ કે કોઈ વડીલ જીવતું હોય, તો તેના નિર્વાહની તથા તેને રહેવાની કેવી ગોઠવણ કરવી, કોઈ નાનું કે કુંવારૂં હોય તો તેના પાલનની ને લગ્નની શી તજવીજ કરવી, વડીલની ઉત્તરક્રિયા કેવી રીતે કરવી, વગેરે જે સમાઈક ખરચખુટણની વાતો ઉપસ્થિત થવાની હોય તે કરારમાં લાવવી જોઈએ. કેટલીક વાર વડીલ પૈકી જે હયાત હોય, તેને માટે અમુક ઉત્પન્નની મિલ્કત તથા રહેવા માટે ઘર મજિઆરૂં રહેવા દે છે. ઘણીખરી વાર વડીલ નાના છોકરા સાથે રહે છે, અને તે છોકરો કંઈ કમાતો ન હોય, તો તેના ખરચ માટે પણ બીજા ભાઈઓને ગોઠવણ કરવી પડે છે.

---

સંવત ૧૯૫૭ના વર્ષે પોષ સુદ ૭ દિને. જત અમો તલાટી પુરુષોત્તમદાસ આજ સુધી એકત્ર કુટુંબમાં હતા, તે આજ રોજ અમારી તમામ સ્થાવર જંગમ મજિઆરી મિલ્કતની વહેંચણ કરીએ છીએ, તે નીચે પ્રમાણે છે:—

તલાટી મગનલાલ પુરુષોત્તમદાસના હિસ્સામાં આવી તે મિલ્કત.

૧. ઘર ૧ શ્રી સુરતમાં હરિપુરામાં ભવાનીના વડ પાસે રાજમાર્ગ ઉપર પંડ્યા દુર્ગારામ જદુરામની જોડનું બે ઓરડાનું છે, તે પૈકી ઓરડો ૧ પંડ્યા દુર્ગારામ જદુરામના ઘર તરફનો છે તે મેડા મથાળા સાથે, તથા પરસાળ, તથા રવેશ, તથા ચોક, તથા ખડકી મેડા મથાળા સુદ્ધાંત છે તેનો અર્ધ ભાગ. જરૂર પડે ત્યારે પરસાળ તથા ખડકી તથા તે બંને

ઉપરના મેડા મથાળામાં અમારે ખરચે ભીંત કે ફડેતાળ ભરી લઈ ભાગ જુદો પાડી લઈએ. એ ઘરનો બાકીનો અર્ધ ભાગ એટલે તલાટી અમૃતલાલ ચુનીલાલના ઘર તરફનો ભાગ અમારા ભાઈ કેશવલાલના ભાગમાં આવ્યો છે. કુવો–ટાંકું અમારા તરફ આવ્યું છે, અને જાજરૂ ભાઈ અમૃતલાલના ભાગ તરફ આવ્યું છે, પણ તે અમારાં બંનેનાં સહીઆરાં છે.

તલાટી કેશવલાલ પુરુષોત્તમદાસના હિસ્સામાં ઉપર બતાવેલા ઘરનો અર્ધ ભાગ ઉપર બતાવેલી વિગતે.

તલાટી માણેકલાલ પુરુષોત્તમદાસના હિસ્સામાં ઘર ૧ હરિપુરામાં ઘીકાંટા સામેનું ઘાંચી મોરાર નાથા પાસેથી વેચાણ લીધેલું રૂ. ૩૦૦)ની કિંમતનું છે તે, તથા ભાઈ મગનલાલ તથા કેશવલાલને વધારે કિંમતનું ઘર મળવાથી રૂ. ૨૦૧) ઉપરાણી બદલ કંઠી ૧ મોતીની ત્રણ સેરી આપવામાં આવી છે.

બાકીની મિલ્કત લાંભવા પાડી દરેક જણને ભાગ આવી, તેની વિગત નીચે મુજબ છેઃ—

૧. દર દાગીના આશરે રૂ. ૧૩૫)ની કિંમતના.
૨. વાસણ તાંબાપિત્તળનાં મણ ૧। ૫
૩. રાચરચીલું વગેરે પરચુરણ સામાન.
૪. ઉઘરાણી રૂ. ૫૦૧)ની ખાતાવાર વહેંચી લીધી.
૫. કરજ રૂ. ૧૦૦) દરેક જણે વહેંચી લઈ શાહુકારને પોતપોતાને ખાતે ચઢાવી આપ્યું તે.

આ સિવાય મોજે કતારગામની સીમમાં ખેતર ૧ નામે કુંભારીઉં સરવે નં. ૧૩૭નું એકર ૫–૧૬ ગુંઠાનું સનંદીઆ છે, તેની સાંથ આશરે રૂ. ૬૦) આવે છે, તે માતુશ્રી મહાકોરની હયાતી સુધી તેમના નિર્વાહ માટે મજિઆરૂં રહેવા દીધું છે.

સદરહુ પ્રમાણે પ્રત્યેક જણના હિસ્સામાં આવેલી મિલ્કત જેની તેણે પોતાને તાબે લીધી છે. હવેથી કતારગામવાળા ખેતર સિવાય કોઈ

મિલ્કત મજિઆરી રહી નથી, અને તેની વહેંચણી બાબત કોઈ ને કોઈનો ઉપર હક-સંબંધ નથી. આપણાં માતુશ્રી બાઈ મહાકોર ભાઈ માણેકલાલ ભેગાં રહે છે તે પ્રમાણે તે રહે, તો ખેતરની સાંથ ભાઈ માણેકલાલને મળે, અને જો તે જુદાં રહે તો સાંથના રૂપીઆ માતુશ્રી વાપરે. કદાપિ ખેતરની સાંથ ન આવે, તો દરેક જણે માતુશ્રીના ખરચ બદલ વર્ષે દહાડે રૂ. ૨૦) આપવા. તેમના ઉત્તરકાર્યમાં રૂ. ૩૦૦) સુધી ખરચ કરવું, અને તેમાં ત્રણે ભાઈએ સરખો ભાગ આપવો, અને તે વખતે કતારગામવાળું ખેતર વહેંચી લેવું, અથવા ત્રણેને જેમ યોગ્ય લાગે તેમ તેની વ્યવસ્થા કરવી. આ લખ્યું તે બાપના બોલ સાથે પાળીએ. સહી.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

( મતુ ત્રણનું. ) ( સાક્ષીઓ ઉપર પ્રમાણે. )

## ૨૪. ફારગતી.

**સમજ.** કંઈ પણ હક-સંબંધ છોડ્યાના લેખને ફારગતી કે ફારકત કહે છે. બાપદાદાની મિલ્કત ઉપરથી પોતાનો હિસ્સો લઈ હાથ ઉઠાવ્યાનો દસ્તાવેજ હિસ્સો લેનાર બીજા ભાઈઓ—ભાગીદારને લખી આપે છે, અથવા પંત્યાળો વેપાર બંધ કરી હિસ્સા લેતી વખત એક બીજા સામસામે લેખ લખી આપે છે, અથવા લેવડદેવડ ચૂકવી લઈ સંબંધ બંધ કરવો હોય ત્યારે તે બદલ લેખ લખી આપે છે, અથવા સ્ત્રીને છેડો ફાડી આપ્યા બદલના લેખને તલ્લાકનામું કહે છે.

---

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૮ને શનિ દિને. લુહાર મોરાર બેચર. જોગ લિ. લુહાર નાથા બેચર. જત આપણી બાપીકી મજિઆરી મિલ્કત છે, તેમાં મારો નીમે હિસ્સો છે. તે હિસ્સા બદલ આજ રોજ પંચના અનુમતે તમે અમને ઉચ્ચક રૂ. ૫૦૧) અંકે રૂપીઆ પાંચ સો એક રોકડા તથા રહેવાનું ઘર ૧ શ્રી વડોદરા રામપુરામાં જોગીદાસ વિઠ્ઠલની પોળમાં પૂર્વદ્વારનું પંચે અટકળ્યા પ્રમાણે કિંમત રૂ. ૮૦૧) નું છે તે આપ્યું, તે લઈ અમોએ અમારા હિસ્સા ઉપરથી હાથ ઉઠાવ્યો છે. આજથી તમામ બાપીકી મિલ્કત તથા લેણદેણ જે હોય, તે ઉપર

માલીકી તથા જવાબદારી તમારી છે. સદરહુ ઘર તથા રકમ લઈને અમે અમારો તમામ હક-સંબંધ છોડી દઈ આ ફારગતી લખી આપી છે તે ખરી છે.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

( પાછળ પ્રમાણે. )

## ૨૫. તલ્લાકનામું.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૯ ને વાર રવિ. બાઈ જીતલી તે બારીઆ કાળા રામાની દીકરી. જોગ લિ. બારીઆ જીવા કાભઈ. જત તમારા પહેલા ધણી બારીઆ જીજીભાઈ રતનાના ગુજરી ગયા પછી ત્રણ વર્ષ ઉપર તમે અમારી સાથે નાડાં બાંધ્યાં; પણ ગયા વર્ષથી આપણી વચ્ચે અણબનાવ ચાલે છે, તેથી સંસાર સુખરૂપ ચાલતો નથી; માટે આપણે માંહોમાંહે સમજુત કરી ધણીધણિઆણી તરીકે સંબંધ આજથી તોડયો છે. હવે પછી તમે બીજો ધણી કરો, અથવા તમારી મરજી પ્રમાણે ચાલો, તેમાં અમે કોઈ જાતનો વાંધો લઈએ નહિ. અમોએ તમને પહેરવા આપેલા દરદાગીના પાછા લીધા છે. હવેથી અમારે તમારે કોઈ જાતનો સંબંધ રહ્યો નથી. તેની આ ફારગતી લખી આપી છે તે ખરી છે.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

( પાછળ પ્રમાણે. )

## ૨૬. મુખત્યારનામું.

**સમજ.** પોતાનું કામ પોતાની વતી બીજાને કરવાની સત્તા આપવાના લેખને મુખત્યારનામું કહે છે. એક કામ બાબતની સત્તા આપી હોય તો તેના લેખને **મુખત્યારનામું**, અને પોતાનાં સર્વ કામ કરવાની સત્તાના લેખને **કૂલ મુખત્યારનામું** કહે છે. ન્યાયની કચેરીમાં પોતા તરફથી કામ કરવાની સત્તા વકીલને આપવામાં આવે છે, તેથી તેના લેખને **વકિલાતનામું** કહે છે. મુખત્યારનામામાં કયું કામ અને મુખત્યાર અથવા વકીલે શું શું કરવાનું છે, તે સ્પષ્ટ જણાવવું જોઈએ.

———

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૧૦ ને વાર સોમ. મહેતા ત્રીકમલાલ દીનાનાથ. જોગ લિ. બાઈ મહાલક્ષ્મી, મહેતા જીવણલાલ સાકરલાલની ભાર્યા. જત અમારૂં ખેતર ૧ ગામ સરખેજ તાલુકે દસક્રોઈ જિલ્લે અમદાવાદની સીમમાં સરવે નં. ૪૨નું એકર ૮ ગુંઠા ૧૫ આકાર રૂા. ૧૭) નામે કાજીવાળું છે, તે અમે પટેલ ગોવિંદ અખાને ગણોતે રૂા. ૭૧)માં આપ્યું છે. તેની પાસેથી ગણોત વસુલ કરવાને તથા મુદત પુરી થયે જમીનનો કબજો લેવાને હું આ લેખથી તમને મારા મુખત્યાર નીમું છું. સદરહુ ગણોત તથા કબજો લેવાને તથા તે સંબંધી કોર્ટમાં હાજર થવાને તથા ફરિયાદ કરવાને તથા જવાબ આપવાને તથા હું હાજર હોઉં અને જે કામ કરૂં તે સર્વ કરવાને તમને મારા કાયદેસર મુખત્યાર નીમ્યા છે.

અત્ર ——————— મતુ. અત્ર ——————— સાખ.

( સહી સાક્ષીઓ. )

## ૨૭. કૂલ મુખત્યારનામું.

હું શેઠ નસરવાનજી જહાંગીરજી બાટલીવાળા, રહેનાર કસ્બે માંડવીના. આ લેખ ઉપરથી મહેતા રામનારાયણ હરનારાયણ, રહેનાર શ્રી સુરતનાને મારે સારૂ, તથા મારા નામથી તથા મારી તરફથી કોઈ પણ કોર્ટમાંની ફરિયાદમાં, કિંવા અપીલમાં કે સ્પેશિઅલ અપીલમાં, કિંવા બીજા ઈન્સાફના કામમાં હાજર રહેવા સારૂ, કિંવા ફરિયાદ કરવા સારૂ, અગર જવાબ આપવા સારૂ. અને પ્રોસેસ તથા બીજા સર્વ કાગળો લેવા સારૂ, તથા નાણાં લેવા તથા લાવવા તથા પહોંચ પાવતી આપવા સારૂ, તથા જેમ હું હાજર હોત અને ફરમાવ્યું હોત, અને તેમ કરવાને પરવાનગી હોત અને હું જે કરત તેવાં સર્વ કામકાજ કરવા સારૂ, મેં મારા ખરા તથા કાયદા પ્રમાણે મુખત્યાર પસંદ કર્યા છે તથા નીમ્યા છે. તેમને મારી ઉઘરાણીપાઘરાણીની સર્વ વ્યવસ્થા સોંપી છે.

આ વાતની સાક્ષીને સટે તારીખ ૨૭ ફેબ્રુઆરિ, સને ૧૯૦૧ના રોજ મેં મારી સહી કરી છે.

(સહી) (સાક્ષીઓ.)

## ૨૮. વકિલાતનામું.

**સમજ.** વાદી, પ્રતિવાદી કે ફરિયાદી, તોહમતદાર જેમને દિવાની કે ફોજદારીમાં કે બીજી કોર્ટમાં પોતાની તરફથી કામ ચલાવવાને વકીલ નીમવો હોય, તે નીચેની રીતે વકિલાતનામું લખી આપે છે. આ નમુનો દિવાનીને માટે છે. તેમાં પહેલી ચાર લીટીઓ પક્ષકારનાં નામ ઠામ માટે અને પાંચમી લીટી દાવાની રકમ માટે છે.

____________________ }
____________________ }

____________________ }
____________________ }

__________

અમો ____________________

____________________

રહેનાર ____________________

ના સદરહુ ફરિયાદીમાંના __________ એ

આ લેખ ઉપરથી ____________________ ને

અમારી વતી હાજર થઈ ઉપર લખેલી બાબતનું કામ ચલાવવા સારૂ વકીલ નીમ્યા છે.

આ વાતની સાક્ષીને સટે તારીખ માહે સને ૧૯ ના રોજ અમોએ અમારી સહી કરી આપી છે.

(સહી.) __________ (સાક્ષી.) __________

__________

## ૨૯. દત્તકલેખ.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૧૦ ને વાર સોમે. શાસ્ત્રી મહીધર રઘુનાથ. જોગ લિ. શાસ્ત્રી જગન્નાથ સદાશિવ. જત અમારે પેટે પુત્રસંતતિ નથી, અને તમે મારા નજીકના પીતરાઈ છો, માટે વંશવૃદ્ધિ સારૂ તમારો વચટ દીકરો ચિ. હરિનારાયણ જે હાલ ૪ વર્ષનો છે, તેને

દત્તક લેવાનો અમે નિશ્ચય કર્યો, અને તમે તેને દત્તક આપવાને કબુલ થયા; માટે આજ રોજ શાસ્ત્રવિધિ પ્રમાણે તમે ચિ. હરિનારાયણને દત્તક આપ્યો અને અમે લીધો છે, તે અમારે કબુલ-મંજુર છે.

અત્ર ______________ મતુ. અત્ર ______________ સાખ.

( સહી, સાક્ષીઓ. )

## ૩૦. વારસનામું.

સંવત ૧૯૫૭ના પોષ સુદ ૧૪ ને વાર ગુરુ. હું સરૈયા પીતાંબર ત્રિભુવનદાસ, જ્ઞાતે ખડાયતા વાણીઆ, રહેવાસી નડિઆદના. હું આ વારસનામું કરૂં છું, કે અમારે કંઈ સંતતિ નથી. અમારી તમામ મિલ્કત સ્વસંપાદિત એટલે અમે પોતે કષ્ટ કરીને મેળવેલી છે. મારા દૂરના પીતરાઈના દીકરા સરૈયા નાથાલાલ અચરતલાલ નાનપણથી મારા ઘરમાં છોકરા તરીકે રહ્યા છે, તેમણે આજ સુધી મારી સેવાચાકરી બરોબર રીતે કરી છે, અને હવે પછી કરશે; તથા અમારા ગુજર્યા પછી અમારી ઉત્તરક્રિયા કરશે, એવી અમારી ખાતરી છે; માટે આ લેખથી હું મારી તમામ સ્થાવર જંગમ મિલ્કતના વારસ સદરહુ નાથાલાલ અચરતલાલને કરૂં છું. જ્યાં સુધી હું હયાત છું. ત્યાંસુધી મારી તમામ મિલ્કતનો પૂર્ણ માલીક હું છું; પણ મારા ગુજર્યા પછી મારી જે મિલ્કત રહે, તેના વારસ સદરહુ નાથાલાલ અચરતલાલ છે. આમ મારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી આ લેખ કર્યો છે, તે મારે કબુલ મંજુર છે.

અત્ર ______________ મતુ. અત્ર ______________ સાખ.

( સહી, સાક્ષીઓ. )

## ૩૧. અનામતનો લેખ.

**સમજ.** કંઈ તકરાર પડે છે ત્યારે, અથવા એક બીજાનો ભરોસો ન હોય ત્યારે, સહીઆરી રકમ કોઈને ત્યાં વગર વ્યાજે થાપણ તરીકે મુકાય છે, તેના લેખને અનામતનો લેખ કહે છે. દેશપરદેશ જવું હોય ત્યારે પણ આ રીતે થાપણ મૂકવામાં આવે છે, તે પણ અનામતનો લેખ કહેવાય. રકમ સહીઆરી હોય ત્યારે બધા ભાગીદાર સાથે આવેથી તે મળશે, અને વ્યાજ આપવાનું નથી, એ શરતો લેખમાં લખાય છે.

સંવત ૧૯૫૭ના મહા સૂદ ૫ ને વાર શુક્ર વહોરા સુલતાનજી કાદરભાઈ તથા વહોરા સુલેમાન હુસેનભાઈ તથા મલેક જાફર કડુ. જોગ લિ. પરી. માધવલાલ તાપીદાસ. જત તમોએ તમારા કંટ્રાકટમાંના સહીઆરા રૂા. ૨૦૦૦) અંકે બે હજાર મુંબઈગરા અમારે ત્યાં અનામત મૂકયા છે, તે તમો સર્વે ભાગીદારો આવેથી પાછા આપીશું એ રકમનું કંઈ વ્યાજ મળશે નહિ. દા. માધવલાલ તાપીદાસ.

## ૩૨. અન્નવસ્ત્રનો કરાર.

સંવત ૧૯૫૭ના મહા સૂદ ૬ ને વાર શનિ. અ. સૌ. રેવા. જોગ લિ. પુરાણી શિવદત્ત કૃષ્ણદત્ત. જત તમે અમારી ધણિઆણી છો. અમોએ નવી બૈરી કરી છે તેની સાથે તમારે બનતું નથી, તેથી તમે જુદાં રહો છો. તમારા ભરણ–પોષણ માટે અમો તમને દર સાલ રૂા. ૩૬ ) અંકે છત્રીસ મહા સૂદ ૧ ને રોજ આપીશું. તેમાં હરકત કરીશું નહિ. તમારે એ રકમમાં તમારૂં ગુજરાન ચલાવવું, અને કુળની મર્યાદાથી વર્ત્તવું. આ કરાર અમોએ અમારી રાજીખુશીથી કરી આપ્યો છે તે કબુલ છે.

અત્ર ―――――― મતુ. અત્ર ―――――― સાખ.

( સહી, સાક્ષીઓ. )

## ૩૩. નોકરચાકરનો કરાર.

પરી. મગનભાઈ પુરુષોત્તમદાસ. જોગ લિ. શા. વરજલાલ કેશવલાલ. જત હું આજ રોજથી તમારી દુકાને ગુમાસ્તો રહ્યો છું, અને સાલિઆણું રૂા. ૧૫૧) અંકે એક સો એકાવનનું કબુલ કર્યું છે; એવી બોલીથી જે મારાથી ત્રણ વર્ષ સુધી નોકરી છોડાય નહિ, અને તમારે નાણે મારે ખાનગી વેપાર કરવો નહિ, તથા તમારાં ઘરાકોને મારે પોતાનાં નાણાં ધીરવાં નહિ, તથા તમારી આસામીઓ પાસેથી તમારી રજા સિવાય મારે પોતાને માટે નાણાં ઉપાડવાં નહિ. સરસુખડી વગેરે જે દુકાનમાં આવે, તે ઉપર મારો હક નથી. મારે તમારી નોકરી ઈમાનઈતબારીથી કરવી. મારી લાયકી ઉપર નજર રાખી મારી ગુમાસ્તી વધારી આપવી ન આપવી, એ તમારી મરજીની વાત છે. સંવત ૧૯૫૭ના મહા સૂદ ૬ ને વાર શનિ.

શા. વરજલાલ કેશવલાલ સહી દા. પોતે.

## ૩૪. પંચાતનામું.

સંવત ૧૯૫૭ના મહા સુદ ૩ ને વાર બુધ. જત અમો શેલત મયારામ કુશળજી તથા ઠાકોર નંદલાલ મલકારજન. અમારી સહીઆરી ખડકીમાં બંનેને લાકડાં ભરવા બાબત તથા ખડકી આગળ છુટું આંગણું છે ત્યાં અમો પૈકી શેલત મયારામ કુશળજી જાજરૂ તથા ખાળકુવો કરવા માગે છે, તે બાબતમાં ઠાકર નંદલાલ મલકારજન દાવો કરવા ઉભા થયા છે, તે કામનો સાક્ષીપુરાવાથી તથા અમારી તકરાર સાંભળી નિકાલ કરી આપવા સારૂ અમો એક મત થઈ ને નીચે લખેલા ગૃહસ્થોને પંચ નીમીએ છીએ.

પંડયા કાળિદાસ મંછારામ.

જોશી રઘુનાથજી જેઠાભાઈ.

દવે અંબાલાલ પ્રાણશંકર.

ભટ નરોત્તમ ઉદયરામ.

સદરહુ પંચના સરખા મત પડે, તો અમે મહેતા વજેરામ ગોવિંદરામને સરપંચ નીમીએ છીએ.

સદરહુ પંચ તથા સરપંચ મળીને એક મતે અથવા બહુ મતે અમારા સદરહુ વાદનો જે નિર્ણય કરશે, તે અમારે કબુલ–મંજુર છે.

અત્ર ________________ મતુ. અત્ર ________________ સાખ.

(બંનેની સહી તથા સાક્ષીઓ.)

## ૩૫. વિવાહપત્રી.

સંવત ૧૯૫૭ના મહા સુદ ૩ ને વાર બુધ દિને. ત્રવાડી નાનાલાલ કેશવલાલ. જોગ લિ. મહેતા ભવાનીશંકર ગિરિજાશંકર. જત અમારી દીકરી બેન મહાલક્ષ્મીનો વિવાહ તમારા દીકરા પુરુષોત્તમ વેરે કર્યો છે.

તમારે કન્યાને પલ્લામાં ઘરેણાંના રૂ. ૪૫૧) અંકે ચાર સો એકાવન તથા લુગડાંના રૂ. ૫૧) અંકે એકાવન આપવા.

અમારે પહેરામણીમાં રૂ. ૧૦૧) આપવા.

જાનમાં ૨૫ માણસો સુધી તમારે લાવવાં, અને અમારે ત્રણ દિવસ જાન રાખવી. જાન અમારે ત્યાં આવી રહે, ત્યાં સુધીનું ખરચ અમારે શિરં છે. જાનને પાછા જવાનું ખરચ તમારે શિર છે.

અત્ર ——————————— મતુ. અત્ર ——————————— સાખ.

( સહી, સાક્ષીઓ.)

## ૩૬. પલ્લાચિઠ્ઠી.

**સમજ.** લગ્ન થયે વરના બાપ તરફથી જે પલ્લાની રકમ મળે તે; અને કેટલીક વાર પહેરામણીના અને બીજાં પરચુરણ દાપાંના રૂપીઆ કન્યાને મળે તે સુદ્ધાં વરકન્યાના નામથી જમા કરાવવામાં આવે છે. એ રકમ સ્ત્રીધનની ગણાય છે, તેથી તે ઉપર માલીકી કન્યાની રહે છે. તેમ છતાં તે રકમ વરકન્યાના ભેગા નામથી જમા થાય છે.

સૌ. બેન જડાવ, સોની કેશવલાલ અમૃતલાલની દીકરી, તથા સોની મગનલાલ ધનજી. જોગ લિ. પરી. વખતચંદ હેમચંદ જત તમારા પલ્લાના રૂા. ૫૦૧) અંકે પાંચ સેં એક પુરા મુંબઈગરા રાખ્યા છે, તેનું વ્યાજ માસ એકે સેંકડે પાંચ આના ઠરાવ્યું છે. સંવત ૧૯૫૭ના મહા સુદ ૪ ને વાર ગુરુ. મહેતા લીલાધર ગંગાધર.

## ૩૭. મૃત્યુપત્ર. (વિલ.)

**સમજ.** પોતાનાં છોકરાં નાની વયનાં હોય, અથવા સંતતિ ન હોવા છતાં મોટી ઉંમરનો દત્તક કે વારસ લેવામાં આવ્યો હોય, ત્યારે કિંવા બીજા કોઈ પ્રસંગે પોતાના મરણ પછી પોતાની માલ–મિલ્કતની કોણે કેવી વ્યવસ્થા કરવી, તે બદલનો જે લેખ હયાતીમાં લખી રાખવામાં આવે, તેને મૃત્યુપત્ર અથવા (અંગ્રેજીમાં) વિલ કહે છે. તેમાં માલ -મિલ્કતની તપસીલ આપી તેમાંથા શું શું ખરચ કરવું, બૈરી હોય તો તેના તથા છોકરાંના નિર્વાહ પાછળ કેટલું ખરચ કરવું. છોકરાંની કેળવણી વગેરે માટે કેવી વ્યવસ્થા કરવી, અને વ્યવસ્થા સારૂ કોને કોને વહીવટદાર નીમ્યા છે, તે જણાવવામાં આવે છે.

સંવત ૧૯૫૭ના મહા સુદ ૩, તા. ૧ લી ફેબ્રુઆરિ, સને ૧૯૦૧ વાર બુધ દિને. હું ચોકસી હરિવલ્લભ મહાસુખરામ, જ્ઞાતે દેસાવાળ વાણીઆ, રહેવાસી હાલ ભાવનગરના. જત મારી વૃદ્ધાવસ્થા થઈ છે, શરીર સાજુંમાંદું રહે છે, દેહનો ભરોસો નથી, માટે મારી શુદ્ધિ અને સાવધગીરીમાં હું મારૂં મૃત્યુપત્ર કરૂં છે, તે નીચે પ્રમાણેઃ—

મારી મિલ્કત નીચે મુજબ છે.

**સ્થાવર મિલ્કત.** હાલ હું રહું છું તે હવેલી મેં રૂા. ૧૫૦૦૦) માટે વેચાણ રાખી છે તે, તથા નજીકમાં ડહેલું રૂા. ૨૦૦૦) ખરચીને બંધાવ્યું છે તે, તથા મારા મૂળ વતન મોજે ગાંફ તાલુકે ધંધુકામાં અસલના ખોરડાં ૨ ઈંટેરી આશરે રૂા. ૧૦૦૦)ની કિંમતના તથા જમીન આશરે એકર ૧૦૦) સરવે નં. ૭૩, ૨૯૭, ૧૫૮, ૪૨૪, ૪૨૫, ૪૨૬, ૫૦૫, ૫૦૬, ૫૦૭, ૫૦૮, ૫૦૯નાં ખેતરો મળીને નકરી વેચાણ લીધેલી છે તે છે.

**જંગમ મિલ્કત.** રૂા. ૫૦૦૦) રોકડા ઘરમાં છે, ને રૂા. ૧૦૦૦૦) પરી. સામળદાસ હરિભાઇની દુકાને જમા છે. રૂા. ૧૫૦૦૦) ની સરકારી પ્રૉમિસરિ લોનો ૪ ટકાના વ્યાજની મારા નામ ઉપર છે, તથા એ ઉપરાંત પરચુરણ ઉઘરાણી આશરે રૂા. ૨૦૦૦૦)ની છે. દેવું કોઈનું નથી.

**દાગીના.** સોનારૂપાના રૂા. ૫૦૦૦)ની કિંમતના તથા જવાહીર આશરેં રૂા. ૪૦૦૦) નું છે.

**પરચુરણ.** વાસણકુસણ ચાંદીનાં તથા ત્રાંબા પિત્તળનાં, લક્કડ સામાન (ફરનિચર) ખુરસીઓ, કોચ વગેરે, બિલોરી સામાન, ગાડીઘોડા, રાચરચીલું વગેરે છે.

સદરહુ મારી મિલ્કતનો તથા મારા હિસાબના ચોપડા પ્રમાણે ખત તથા ખાતાથી જે લહેણું નીકળે તેનો મારી હયાતી સુધી હું પૂર્ણ માલીક છું. મારા ગુજર્યાં પછી મારી જે મિલ્કત રહે, તેની વ્યવસ્થા કરવાને હું નીચેના ત્રણ ગૃહસ્થોને વહીવટદાર નીમું છું.

ચોકસી ડાહ્યાભાઇ હીરાભાઇ, રહેવાસી ગાંફના, જાતે દેસાવાળ વાણીઆ.

પરી. કુબેર કરસનદાસ, રહેવાસી ભાવનગરના, ગ્નાતે કપોળ વાણીઆ.

માઉં કુરજી ભગવાનજી, રહેવાસી ભાવનગરના, ગ્નાતે શ્રીમાળી વાણીઆ.

મજકુર વહીવટદારોમાંથી કોઇની કજારજા થાય તો તેની જગાએ બાકીનાઓએ કોઈ લાયક વહીવટદાર નીમવો.

ઉપરના વહીવટદારોએ મારી મિલ્કતની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

દર સાલ રૂા. ૧૫૦૦) અંકે પંદર સેં મારા કુટુંબના નિર્વાહ માટે મારી સ્ત્રી જીવકોરને આપવા, અને વર્ષ આખરે તેનો હિસાબ તેમની પાસેથી લેવો.

મારા દીકરા મણિલાલના વિદ્યાભ્યાસ પાછળ જેમ જરૂર પડે તેમ દર માસે રૂા. ૧૦) થી રૂા. ૫૦) સુધી ખરચવા, અને વધારે અભ્યાસ માટે તેને વિલાયત જવું હોય, ત્યારે જેટલું ખરચ યોગ્ય જણાય તેટલું કરવુ. વિદ્યાભ્યાસ પાછળ ખરચ કરવામાં પાછા હઠવું નહિ.

રૂા. ૨૫૦૦) અંકે પચીસ સો ખરચીને મારા મૂળ વતન ગાંફમાં એક પુસ્તકાલય બંધાવવું. તથા પુસ્તકો ખરીદ કરવા માટે રૂા. ૫૦૦) રોકડા આપવા; અને પુસ્તકાલયના સાધારણ ખરચખુટણ સારૂ રૂા. ૭૦૦)ની લોન લઈ તેના વ્યાજનો ઉપયોગ કરવો.

રૂા. ૧૦૦૦) અંકે એક હજાર એ ગામમાં પાણીની બહુ અડચણ પડે છે, માટે એક કુવો ખોદાવવામાં ખરચવા.

રૂા. ૫૦૦૦) અંકે પાંચ હજાર અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટિને આપવા. તે એવી શરતે કે તેનું વ્યાજ સદ્ધર્મ અને સુનીતિની વૃદ્ધિ થાય, એવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં રચાવવામાં વાપરવું.

રૂા. ૧૦૦૦) અંકે એક હજાર અમદાવાદ પ્રાર્થનાસમાજ તરફથી નિરાશ્રિત આશ્રમ ચાલે છે તેમાં આપવા.

રૂા. ૧૫૦૦૦) અંકે પંદર હજાર રૂપીઆની લોનો ભાવનગર કોલેજ ખાતે આપવી. તે એવી શરતે કે એ કોલેજમાંથી પાસ થએલો જે વિદ્યાર્થી શાસ્ત્રીય વિશેષ ગ્નાન મેળવવા વિદેશ જાય, અથવા હુન્નરકળાની

શોધોમાં પોતાનો કાળ ગાળે તેને વિદ્યાવેતન (સ્કૉલરશિપ) તરીકે તેનું જે વ્યાજ આવે તે આપવું.

રૂા. ૫૦૦) અંકે પાંચ સો મારી માસીની દીકરી સૌ. બેન રૂક્ષ્મણીને આપવા.

રૂા. ૨૦૦) અંકે બસેં મારા મામાના દીકરા કુબેરને આપવા.

રૂા. ૫૧) મારા વિશ્વાસુ ચાકર ગોવિંદને આપવા.

મારા દીકરા મણિલાલની ઉમર વરસ ૨૧ની થાય, ત્યારે મારી જે મિલ્કત હોય તે સર્વ તેને સોંપવી; પણ મારી સ્ત્રી પાસે દાગીના રૂા. ૫૦૦૦)ના છે તે તેની હયાતી સુધી તેની કને રહેવા દેવા, અને તેના ગુજર્યા પછી તે મણિલાલે લેવા. કદાપિ માદિકરા વચ્ચે અણબનાવ થઇ તેમને જુદા રહેવાનો પ્રસંગ આવે, તો મારી સ્ત્રીને દર વર્ષે રૂા. ૫૦૦) અંકે પાંચ સો નિર્વાહ માટે આપવા.

આ લેખ મેં મારી રાજીખુશીથી તથા અક્કલહોશિયારીથી તથા સાવધગીરીથી કર્યો છે.

અત્ર ——————————— મતુ. અત્ર ——————————— સાખ.

(સહી, સાક્ષીઓ.)

## સરકારી સંબંધના લેખો.

### (૧) દાખલા અથવા પ્રમાણપત્ર.

૧.

દાખલો આપવામાં આવે છે, કે વિદ્યાર્થી કેશવલાલ ચુનીલાલ ગાંધી અમારી નિશાળમાં ચોથા ધોરણનો અભ્યાસ કરતો હતો. તેના બાપની બદલી થવાથી તેને નિશાળ છોડવી પડી છે. વર્ગમાં તે ઉપર નંબર રાખતો, અને હાજરી સારી રાખતો. તે ચાલાક ને મહેનતુ છે. તેની ચાલચલગત વખાણવા લાયક છે. તા. ૧લી નવેમ્બર, સને ૧૯૦૦.

હીરાલાલ છોટાલાલ શાહ.

મુખ્ય મહેતાજી, સારસા.

(૨)

દાખલો આપવામાં આવે છે, કે ધ્રુ ગોપીનાથ દીનાનાથે મારી કચેરીમાં એક વર્ષ ઉમેદવારી કરી, અને માસ છ હંગામી કારકુનનું કામ કર્યું છે; તે દરમિઆન તેણે પોતાના કામકાજથી મને સંતોષ આપ્યો છે. તે મુલ્કી ખાતાની પરીક્ષામાં પાસ થએલો છે, અને અંગ્રેજી તથા ગુજરાતી અક્ષર ઘણા સારા લખે છે. કારકુનીના કામમાં જે માહીતી અને અનુભવની જરૂર છે, તે તેણે ટુંકા વખતમાં મેળવ્યાં છે. તે મહેનતુ, કાળજીવાળો અને ચાલાક છે. તેની ચાલચલગત સારી છે. હંગામી જગા કમી થવાથી તે બીજે ઠેકાણે નોકરી મેળવવા કચેરી છોડે છે.

ધંધુકા, તા. ૫ મી, નવેમ્બર, ૧૮૯૮.

**છગનલાલ ભુધરજી પંડયા.**
મામલતદાર, ધંધુકા.

(૩) અરજી (નોકરી માટે).

મહેરબાન સાહેબ બહાદુર,
અમદાવાદ જિલ્લાના કલેકટર,
મુ. અમદાવાદ.

સાહેબની જનાબમાં ધ્રુ ગોપીનાથ દીનાનાથ, રહેવાસી શહેર અમદાવાદમાં ચંગપોળનાની અતિ નમ્રતાપૂર્વક અરજ એ છે, જે આપના તાબામાં એક કારકુનની જગા રૂા. ૨૫)ના પગારની ખાલી પડી છે. તેની ફેરફારીમાં છેવટની કારકુનની જગા મને આપવાની મહેરબાની કરશો, તો હું સરકારની નોકરી એકનિષ્ઠાથી અને પ્રમાણિકપણે બજાવીશ.

સરકારી નોકરી માટે પહેલા વર્ગની પરીક્ષામાં હું સને ૧૮૯૬માં પાસ થયો હતો. તેના સર્ટિફિકેટની નકલ આ સાથે જોડી છે. છેલ્લા દોઢ વર્ષથી હું ધંધુકાના મામલતદાર સાહેબની કચેરીમાં ઉમેદવારી તથા હંગામી કારકુનનું કામ કરતો હતો. તે બદલ મળેલા સર્ટિફિકેટની નકલ સામેલ કરી છે, તથા મુલ્કી ખાતાની પરીક્ષામાં પણ હું પાસ થયો છું.

અમદાવાદ, તા. ૬ ઠ્ઠી નવેમ્બર, સને ૧૮૯૮.

ફિદવી,
**ગોપીનાથ દીનાનાથ ધ્રુ**

## (૩) ફરિયાદ–અરજી.

ધંધુકાના મહેરબાન પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ
સાહેબની હજુરમાં.

અરજદાર દેસાઈ અજ્જુભાઈ જોરાભાઈ, રહેવાસી નડિઆદ જિલ્લે ખેડાનાની અરજ એ છે, જે હું કંઈ કામ સારૂ કુટુંબકબીલા સાથે ધોલેરા આવ્યો હતો. ત્યાંથી રાણપુર જતાં આજ રોજ સાંજના છ વાગ્યાને સુમારે ધંધુકાની હદમાં આવી પહોંચ્યો, તે વખતે કેટલાક હરામખોરોએ લૂંટ કરવાને ઇરાદે મારી ગાડી ઉપર હલ્લો કર્યો. એક જણે ગાડીવાનને કડીવાળી ડાંગ મારી ગાડી ઉપરથી નીચે પાડી નાખ્યો, અને ગાડીના બળદ છોડી દીધા. બીજાએ મારા ચાકરને એટલો માર માર્યો, કે તે બિચારો બેશુદ્ધ થઈ પડયો. ત્રીજાએ મારા ઉપર હુમલો કર્યો. સ્વરક્ષણાર્થે હું સામો થયો; મને કેટલાક પ્રહાર થયા, અને મેં પણ તેને ઘાયલ કર્યો. જો આવે અણીને વખતે વહાર આવી પહોંચી ન હોત, તો અમો સર્વેના જીવ ગયા હોત, અને હરામખોરો પોતાની ધારણામાં ફાવ્યા હોત. હરામખોરો વહાર આવતી જોઈ ભાગી ગયા. મેં જેને ઘાયલ કર્યો હતો, તે છટકી જવાનો યત્ન કરતો હતો; પણ મેં તેને મજબુત પકડી રાખ્યો, અને વહાર આવી પહોંચ્યા પછી તેને મુસ્કેટાટ કરી પોલીસને હવાલે કર્યો. બીજા વાટપાડુઓને પકડવા પોલીસ પાછળ પડી છે, પણ વખત જવાથી તેઓ હાથમાં આવશે કે કેમ તે વિષે શંકા છે. પરંતુ તેમાંનો એક જે પોલીસને કબજે થયો છે, તે વડે બીજાઓનો પત્તો લાગવાનો સંભવ છે.

મારી અરજ એવી છે, કે—

૧. મારો નોકર મરણતોલ અવસ્થામાં અહીંના દવાખાનામાં પડ્યો છે, તે કયારે પ્રાણ છોડશે તેનો નિશ્ચય નથી; માટે આપ કૃપા કરીને હાલજ ત્યાં જઈ તેનો અંતકરાર (ડાઈંગ ડેકલેરેશન) લઈ લો.

૨. હલ્લો કરનારા પાંચ કરતાં વધારે હતા; અને એક જણ પાસે તરવાર હતી, અને એ તરવાર વડે તેણે મારા નોકરને ઝટકા માર્યા છે; માટે હરામખોરો ઉપર ખૂની હથિયાર સાથે હંગામો અને ડેકૌઇટિ કર્યાનો ગુનો મૂકી તેમને યોગ્ય શિક્ષાએ પહોંચાડો.

૩. નાસી જનારા લૂટારા મારાં બૈરીછોકરાંના દાગીના તથા કપડાં મળીને સુમારે રૂા. ૭૦૧) નો માલ લઈ ગયા છે. તે હાથ આવેથી મને મળવા તજવીજ કરશો.

હું પરદેશી માણસ હોવાથી વહારે આવેલા માણસોને ઓળખતો નથી, પરંતુ જે બે ભલા માણસ મારી સાથે પોલીસના થાણા સુધી આવ્યા, અને જે તળ ધંધુકાના રહીશ છે. તેમનાં નામ મેં લખી લીધાં છે. એકનું નામ શા. ત્રીકમલાલ તુલસીદાસ અને બીજાનું નામ સૈયદ અબ્દુલ રહેમાન છે. તે બે જણે તથા અમે જે ગાડી ભાડે કરી હતી, તેનો ગાડીવાન નામે કરીમ રહીમ ગામ ધોલેરાનો છે; એ ત્રણ મારા સાક્ષી છે.

આશા છે કે આ કામનો આપ જલદી નિકાલ લાવશો; કેમકે નહિ તો મારે તથા મારા કુટુંબને પરદેશમાં હેરાન થવું પડશે, અને જે કામ અર્થે મારે કાઠિઆવાડમાં જવાનું છે તે કામ પણ બગડશે. એજ અરજ. તા. ૨૭ મી, માહે નવેમ્બર, સને ૧૯૦૦.

દેસાઈ અજાભાઈ જોરાભાઈ સહી. દા. પોતે.

## (૪) દાવાઅરજી.

મહેરબાન ઉમરેઠના સબજજ સાહેબની કોર્ટમાં

વાદી શા. લલ્લુભાઈ માધવલાલ, ધર્મે હિંદુ, જાતના દશા મોઢ વાણીઆ, ઉંમર વર્ષ ૪૧, ધંધો વ્યાજવટાવનો, રહેવાસી મોજે સુરેલી તાલુકે આણંદના.

પ્રતિવાદી પગી જીવા રતના તથા કાળા રતના તથા જામીન પગી જેસંગ રામદાસ, ત્રણે ધર્મે હિંદુ, જાતના કોળી, રહેવાસી મોજે સુરેલી તાલુકે આણંદના.

દાવો રૂા. ૧૦૦-૮-૦

હું વાદી શા. લલ્લુભાઈ માધવલાલ દાવો કરૂં છું, તેની તપસીલ નીચે પ્રમાણે છે.

સદરહુ પ્રતિવાદીના બાપ પગી રતના જોરાએ મારી પાસેથી તેની દીકરીના લગ્ન સારૂ રૂા. ૭૫) અંકે પંચોતેર તારીખ ૧૬મી માર્ચ,

સને ૧૮૯૮, સંવત ૧૯૫૪ના ફાગણ વદ ૯ ને બુધવારની મિતિનું ખત લખી આપીને તથા પગી જેસંગ રામદાસને જામીન આપીને ઉપાડ્યા હતા. હાલ દેવું નીકળે છે તેની વિગત.

રૂા. ૭૫) મુદ્દલ બાકી.

રૂા. ૨૫–૮–૦ વ્યાજ દોકડા ૧ લેખે આજ દિન સુધીના.

રૂા. ૧૦૦–૮–૦

૦–૦–૦ પૈકી વસુલ આવ્યા.

રૂા. ૧૦૦–૮–૦ વ્યાજમુદ્દલ મળીને માગતા.

સદર જોરા રતના કરજ કાઢ્યા પછી થોડી મુદતમાં મરણ પામ્યો, અને તેના છોકરા તથા જામીન રૂપીઆનો જવાબ દેતા નથી.

દાવાનું કારણ રૂપીઆ ધીર્યાની તારીખથી ઉત્પન્ન થયું છે.

સબબ સદરહુ પ્રમાણે દાવાના રૂપીઆ ખરચ સાથે પ્રતિવાદીઓની તથા જામીનની જાતમિલ્કતમાંથી વસુલ કરી અપાવો.

**શા. લલ્લુભાઈ માધવલાલ સહી. દા. પોતે.**

**પ્રતિજ્ઞા.**

હું વાદી શા. લલ્લુભાઈ માધવલાલ પ્રતિજ્ઞા કરૂં છું, કે ઉપર લખેલો મજકુર મારા જાણવા તથા માનવા પ્રમાણે ખરો છે. પ્રતિજ્ઞા–લેખ જાણીબુઝીને ખોટો કરવો એ ગુનો છે, એમ હું જાણું છું. તારીખ ૧૫મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

**શા. લલ્લુભાઈ માધવલાલ સહી. દા. પોતે.**

**(૫) અરજી ( મોંબદલા બાબતની. )**

મહેરબાન ઠાસરા તાલુકાના મામલતદાર સાહેબ,

જનાબમાં ત્રવાડી આદીતરામ ભવાનીશંકર, રહેવાસી ક્ષેત્ર ડાકોર-નાની અરજ એ છે, જે મેં મોજે વણોતી તાલુકે ઠાસરાની સીમનું ખેતર ૧ નામે જેસવું સરવે નં. ૧૪૮ એકર ૧૨ ગુંઠા ૧૩નું સલામીઉં તે મહીડા જીજીભાઈ ખુમાનસીંગ પાસેથી રૂા. ૧૩૫૧) અંકે તેરસેં એકાવન માટે વેચાણ રાખ્યું છે; માટે એ ખેતરનો મોંબદલો મારા નામ ઉપર કરી આપવાની મહેરબાની કરશો. મોજે વણોતીના તલાટીને હુકમ

ફરમાવશો, એટલે તેમની સાથે મહીડા જીજીભાઈને લઈને હું હાજર થઈશ. આ પ્રમાણે તસ્દી આપવાનું કારણ એ છે, કે એક બે દિવસમાં મારે લાંબી મુદત સારૂ પરદેશ જવું છે, તેથી આપનો મુકામ આ ગામે આવે ત્યાંસુધી રાહ જોઈ શકાય તેમ નથી. તા. ૨૦મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

**ત્રવાડી આદીતરામ ભવાનીશંકર સહી દા. પોતે.**

## (૬) ગામલોકની કાંસ બાબત અરજી.

સરકાર વિ. મહેરબાન ખેડા જિલ્લાના કલેક્ટર સાહેબ બહાદુર.

જનાબમાં મોજે ડભાણ તાલુકે નડિઆદના લોકોની અરજ એ છે, જે અમારા ગામથાણની તથા સીમાડાની જમીન નીચવાણમાં હોવાથી આજુબાજુનાં ગામોનું પાણી આ તરફ આવી ભરાઈ રહે છે. ગામની ચારે તરફ ઘણો વરસાદ હોય તો તરામણું પાણી થાય છે, અને સીમનાં ઘણાં ખેતરો બોળાય છે, તેથી અમને હેરાનગતી પહોંચી પાકને ઘણું નુકસાન થાય છે. માજી રાજ્યમાં આ હરકત દૂર થવા સારૂ કાંસ કાઢેલો હતો, તે પુરાઈ જવાથી અમોએ સંવત્ ૧૯૩૧માં અરજ કર્યા ઉપરથી તે ખોદીને દુરસ્ત કરાવ્યો હતો; પરંતુ તે પાછો પુરાઈ ગયો છે. ગઈ સાલના દુકાળના વખતમાં એ કાંસ ખોદાવવા અમોએ અરજ કરી હતી, પણ કામ નાનું હોવાથી તે હાથમાં લેવાયું નહોતું. એથી અમે આપ સરકારને ફરીથી અરજ કરીએ છીએ, કે એ કામ આ મોસમમાં હરેક રીતે કરવામાં આવે, એવો બંદોબસ્ત મહેરબાનીની રાહે કરશો એવી ઉમેદ છે. તા. ૧૬મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

(ગામના મુખ્ય માણસોની સહીઓ.)

## (૭) પોલીસપટેલનો રિપોર્ટ.

મહેરબાન વાસદ ટપ્પાના નાયબ ફોજદાર સાહેબ.

મોજે                    તાલુકે આણંદના પોલીસપટેલ મુનદાસ વેરીભાઈની વિનંતી એ છે, જે આ ગામની હદમાં વાસદ આવવાના રાજમાર્ગ ઉપર ધર્માદા કુઈ છે. તેમાં કોઈની લાસ તરે છે, એવી ખબર

ગોવાળીઆ જીવલા ધરમાએ આપી. તે ઉપરથી હું બે ચાર માણસ લઈ ત્યાં ગયો, અને લાસને બહાર કઢાવી, તો તે કોઈ ઓરતની માલમ પડી. તજવીજ કરતાં જણાયું કે તે પટેલ નારણ જોરાની વિધવા બોનાઈ છે. તે ગઈ કાલની કુવામાં પડી હશે એમ જણાય છે. તેના શરીર ઉપર મારનાં કાંઈ ચિહ્ન નથી, અને માત્ર કાને સોનાના કાંટા નં. ૩ હતા. આ બાબતમાં કરાવેલો પંચક્યાસ સામેલ રાખ્યો છે, માટે આપ આ બાબતની યોગ્ય તજવીજ સત્વર કરશો. લાસને બાળવાની રજા આપી નથી તે જાહેર થાય. તા. ૧૭મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

**પટેલ મુનદાસ વેરીભાઈ પોલીસપટેલ.**

## (૮) પંચક્યાસ.

અમો નીચે લખેલા પંચોએ પોલીસપટેલના કહેવાથી રતનકુઈમાંથી મળી આવેલી લાસને તપાસી. તે બાઈ હીરા, પટેલ ખુશાલ જોરાની વિધવા સ્ત્રીની માલમ પડી. કાછડો વાળેલો હોવાથી તથા અંગ ઢાંકવાની પુરતી સાવચેતી રાખેલી હોવાથી તે બાઈએ પોતાની મેળે કુવામાં પડી આત્મહત્યા કરી હશે, એવું અનુમાન થાય છે. તેના શરીર ઉપર મારનાં કંઈ ચિહ્ન નથી, અને અંગ ઉપર માત્ર ત્રણ ઝીણા સોનાના કાંટા કાને હતા. બીજા કંઈ દાગીના તેના અંગ ઉપર નથી. તા. ૧૭મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

(સહી પંચોની.)

## (૯) મહેતાજીનો રિપોર્ટ.

મે. સુરત જિલ્લાના ડેપ્યુટિ એજ્યુકેશનલ
ઈન્સ્પેક્ટર સાહેબ, મુ. સવારી.

સેવામાં કરબે ચીખલીના તાલુકાસ્કૂલના હેડમાસ્તર મોરારજી શિવરામ દેસાઈની અરજ એ છે જે:—

આ ગામમાં ગ્રંથિક સન્નિપાત (પ્લેગ)ના ભુંડા રોગે ફરીથી દેખાવ દીધો છે, અને તેથી લોકો ગભરાઈ ઊઠયા છે. ઘણાક ગામ છોડી ચાલ્યા ગયા છે. જેઓ રહ્યા છે તેઓ પોતાનાં છોકરાંને નિશાળે મોકલતા

નથી, તેથી તાલુકા–નિશાળમાં, શાખા શાળામાં, કન્યાશાળામાં તથા ઉર્દુ શાળામાં નહિ જેવી એટલે સેંકડે પાંચ સાત ટકા જેટલી માંડ હાજરી રહે છે. લોકોને ઘણી સમજુત આપી, તે છતાં તેઓ છોકરાંને ઘર બહાર કાઢવા રાજી નથી. શિક્ષકોનાં મન પણ બેદીલ થઈ ગયાં છે, ને નિશાળમાં આવતાં છોકરાંમાંથી પણ બે ત્રણ જણને શાળામાંજ તાવ આવ્યો ને પછી ગાંઠ નીકળી; તેથી સૌ વધારે બેદીલ થયા છે. સબબ મારી ભલામણ છે, કે અત્રેની સર્વ નિશાળો રોગની શાન્તિ થતાં સુધી અથવા તેમ નહિ તો છેવટ એક માસ સુધી પણ બંધ રાખવાની પરવાનગી આપવા મહેરબાની કરશો. તા. ૧૭મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

મોરારજી શિવરામ દેસાઈ,
હેડમાસ્તર, તાલુકાસ્કૂલ, ચીખલી.

## (૧૦) તલાટીનો રિપોર્ટ.

મહેરબાન જંબુસર તાલુકાના મામલતદાર સાહેબ,

જનાબમાં મોજે          તાલુકે મજકુરના તલાટી પ્રાણલાલ મોજીલાલની અરજ વિજ્ઞાપના એ છે, જે ગામ મજકુરની પશ્ચિમ તરફની સીમની જમીન ખારબોળ હોવાથી અને છેવટના ભાગમાં વરસાદ ન થવાથી તેમાં પાક બીલકુલ થયો નથી. એ જમીન અત્રેના ગરીબ તળાવીઆ લોકો ખેડે છે. જે કંઈ વાવેતર કરેલું તે પણ બળી ગયું છે. એમાંના કેટલાક ખેડુતો પેટને માટે પરગંદા પણ થઈ ગયા છે. જેઓ ગામમાં છે તેમની સ્થિતિ ઘણી ખરાબ છે. આ વખતનો હપ્તો તેમની પાસેથી બીલકુલ આવ્યો નથી. તગાદો કરવાથી પણ કંઈ વળે એમ લાગતું નથી; કારણ કે છાજનાં છાપરાં અને ઘરવાખરાના ને ખેતીના જરૂરી ને જૂજ કિંમતના સામાન સિવાય તેમની પાસે બીજું કંઈજ નથી. સબબ આ બાબતમાં શી રીતે કરવું તે વિષે હુકમ ફરમાવશો. જણાવવાને રજા લઉં છું, કે ગઈ સાલ પણ દુષ્કાળ હોવાથી તેમની પાસેથી કંઈ પણ વસુલ થયું નથી.

રાજમાર્ગમાં આંબાનાં બે ઝાડ લોકોએ દુકાળમાં ઢોર માટે પાંદડાં તોડવાથી સુકાઇ ગયાં છે. એ ઝાડ સરકારી છે. લોકો તેનાં ડાળાંપાંખડાં બળતણ સારૂ વખત બેવખત કાપી જાય એવી ધાસ્તી રહે છે; માટે એ ઝાડો હરાજ કરવા બદલ જલદી ગોઠવણ થવા અરજ છે. તા. ૧૮મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

પ્રાણલાલ મોતીલાલ ભટ્ટ.
તલાટી, મોજે , તા.

## (૧૧) રાજીનામું ( નોકરીનું )

મહેરબાન ડેપ્યુટિ કલેક્ટર સાહેબની હજુરમાં.

સેવામાં કારકુન પરીખ વરજીવન વૃન્દાવનની અરજ એ છે, જે મારા સસરાને પેટે પુત્ર ન હોવાથી મને તેમણે વારસ ઠરાવ્યો હતો. તેઓ હાલમાં સ્વર્ગવાસી થયા છે, તેથી તેમની માલમિલ્કતની વ્યવસ્થા કરનાર મારા વગર કોઈ નથી. ઉઘરાણીપાઘરાણી મોટા પાયા ઉપર હોવાથી કામ પરાયા માણસને સોંપી શકાય તેમ નથી. મેં આપની કચેરીમાં ૨૨ વર્ષ એકનિષ્ઠાથી નોકરી કરી ઉપરીઓની મહેરબાની સંપાદન કરી છે, અને તેથી આગળ ઉપર વધવાની આશા હતી; પણ લાચાર છું કે મારે માથે ખાનગી કામનો જોખમભર્યો બોજો આવી પડવાથી નોકરીનું રાજીનામું આપવાની ફરજ પડે છે. આપ કૃપા કરી તે મંજુર કરી તાકીદે મને છુટો કરશો એવી આશા છે. મારી નોકરીની કદર જાણી મારી નોકરીના પ્રમાણમાં મને પેન્શન મળવા બદલ આપ તજવીજ કરશો, તો મોટી કૃપા થશે. તા. ૧૯મી જાન્યુઆરિ, સને ૧૯૦૧.

સેવક,
વરજીવન વૃન્દાવન પરીખ.



## અઘરા શબ્દના અર્થ.

(કક્કાવારી ક્રમ)

અનામત.—( મૂળ અનામત. ) થાપણ. રૂપીઆ વગેરે ન વાપરતાં સંભાળી રાખી મૂકવા તે.

અપીલ.—મૂળ કોર્ટના ઠરાવ ઉપર ઉપલી કોર્ટમાં ફરિયાદ કરવી તે, વિવાદ.

અભિમુખ.—જે સામે મોં-બારણું હોય તે.

અભિવંદન.—વંદન, નમન કરવું તે, નમ્રતાથી સલામ કરવી તે.

અસ્મત દસ્તગાહ.—અસ્મત(ઈસ્મત)-પવિત્રતા, દસ્તગાહ-કુદરત-તાકાત. પવિત્ર રહેવાની શક્તિ તમારામાં છે.

અભરામકુલનદાવા.—અભ્રમ=બેશક એટલે બીલકુલ દાવો ન રાખતાં. જુના લેખોમાં અભ્રાંત શબ્દ અભરામને ઠેકાણે હોય છે. તેનો અર્થ ભ્રાન્તિ=શક વગર. અભરામ શબ્દ મુસલમાની ભાષાનો હોય એમ લાગે છે, પરંતુ તેમાંથી નીકળતો નથી. કોઈ અભ્રં+કૂલ+નાદેયમ્ એમ વ્યુત્પત્તિ કરી અભ્રં=આકાશ, કૂલ=સીમા, નાદેયમ્ =લેવાતી નથી એમ અર્થ કરે છે, પણ તે ઠીક લાગતો નથી.

અમર.—હુકમ. ઈશ્વરેચ્છા.

અલમ.—દુઃખ.

અલૌકિક.—અસાધારણ, દૈવી.

અષ્ટમાસિદ્ધ.—(અષ્ટ મહાસિદ્ધિ.) અણિમા, મહિમા આદિ આઠ મોટી સિદ્ધિઓ છે તે.

આકાર.—મહેસુલ, જમીન ઉપરનો સરકારનો કર.

આકીલ.—અક્કલવાન.

આડઘરાણે.—ઘરાણે રાખેલું બીજાને ઘરાણે આપવું તે.

આડત.—હકસાઇ, કામ કર્યા બદલ સેંકડે અમુક ટકા કે ઉચ્ચક લેવું તે.

આત્મહત્યા.—આત્મઘાત, પોતાને હાથે પ્રાણત્યાગ કરવો તે.

અદાબ વ કોરનિશાત.-આદાબ—અદબથી સલામ કરવી, કોરનિશાત (કુરનિશ-કુરનશનું બહુવચન.)-પ્રણામ.

આરો.—યુગ.

આરોપી.—આરોપ – તોહમત ઉપરથી. જેને માથે તોહમત મુકાયું હોય તે, અપરાધી.

આલી.- -શ્રેષ્ઠ.

આલીશાને.— આલી=મોટી+શાન=તાકાત –તેજ.

આસમાની સુલતાની.- રાજક દૈવક. આસમાની–આસમાનથી અથવા ઈશ્વરથી જે બનાવ બને તે, અને સુલતાની –સુલતાન(રાજા)થી જે બનાવ બને તે.

આશીર્વાદ.—આશિષ, સારૂં ચહાવું તે. આશિષ=સારૂં ચહાવું તે.

આશ્રયદાતા.—આશ્રય = મદદ, ટેકો + દાતા=આપનાર.

આશ્રિત.—કોઇના આશ્રયમાં રહેલું–તાબેદાર માણસ.

આક્ષેપ.—વાંધો, હરકત.

આજ્ઞાધારક.—આજ્ઞા = હુકમ + ધારક = ધારણ કરનાર; હુકમ ઉઠાવનાર.

અજ્ઞાંકિત.—આજ્ઞામાં રહેનાર.
ઇતબારી.—ભરોંસાવાળો.
ઈંદ્રધનુષ્ય.—મછ. વરસાદના દહાડામાં જુદા જુદા રંગના ધનુષ્ય (કામઠું) જેવો અર્ધગોળાકાર દેખાવ થાય છે તે.
ઈફફતપનાહ.—ઈફફત=પવિત્રતા, પનાહ= શરણ; પવિત્રતા જેને શરણે છે તે, પતિવ્રતા.
ઈમતિહાન.—પરીક્ષા.
ઇમલો.—(અમલા) ઉપર દળ (ભોંયતળીઆ વગરનો ચણેલો ભાગ).
ઈમાન.—વિશ્વાસ.
ઈલ્મ.—વિદ્યા.
ઈલકાબ.—અલકાબ.—પદવી.
ઉત્તરકાર્ય—ઉત્તરક્રિયા.—મુઆ પછી જે શ્રાદ્ધાદિ ક્રિયા વગેરે તેની પાછળ કરવામાં આવે છે તે.
ઉદ્ગાર.—મોંમાંથી એકદમ જે બોલ નીકળી જાય તે બોલ.
ઉપવીત.—જનોઈ.
ઉપસ્થિત.—ઉભું થએલું, ઉત્પન્ન કરેલું, હાજર થએલું.
ઉમરદરાજ—ઉંમર = જિંદગી+દરાજ = લાંબી, દીર્ઘાયુષી.
એકામતે એકાજતે.—એક મતે અને એક જથે; ઘણા લખનાર હોય તો સર્વના એક મતથી એવો અર્થ.
એતાન.—એમને.
ઓવરસીઅર.—ઈજનેર ખાતામાં બાંધકામ કરનાર નાનો અમલદાર.
ઓળંબો.—( અવલંબ ) ભીંતો વગેરે બરોબર લંબ ચણાય છે કે નહિ તે જોવા સારૂ જે ઓજાર વપરાય છે તે.

કજારજા.—કજા = ઈશ્વર આજ્ઞા + રજા= ઈશ્વરઇચ્છા. દૈવયોગે નુકસાન થાય તે.
કદર.—બૂજ.
કદરદાન.—બૂજ જાણનાર.
કબાલો.—મૂળ કિબાલા, અર્થ કબુલીઅત).—કરાર.
કમતરીન.—ઘણો થોડો અથવા ઓછા દરજ્જાનો.
કરમબખશી.— કરમ=ઉદારતા+બખશી = આપવું, અર્થાત્ મહેરબાની મોકલશો.
કાંસ.—ચોમાસાનું પાણી કાઢવાની નહેર.
કિબલા વ કાબા.—(કિબલા=મક્કા) – જે તરફ મુસલમાન લોકો મોં કરી નિમાજ પઢે છે તે દિશા + કાબા મૂળ કઆબા. એ મક્કામાં મસ્જિદ છે, તે ઉપરથી તીર્થસ્વરૂપ.
કિસ્મત.—ભાગ્ય, નસીબ.
કિત્તે.—મૂળ ટુકડો, તે ઉપરથી તે ખેતર, કાગળ વગેરેને લગાડે છે.
કુરનશ.—પ્રણામ.
કૃતજ્ઞતા.—કરેલા ઉપકાર જાણવા તે, નીમકહલાલી.
કૃતાર્થ.– કૃત = સિદ્ધ + અર્થ = કાર્ય, જેનું કાર્ય સિદ્ધ થયું છે તે.
કૃપાવંત.—મહેરબાન.
કૃપાસાગર.—મહેરબાનીનો દરીઓ, અતિ મહેરબાનીવાળો.
કૃષ્ણાર્પણ.–(કૃષ્ણ+અર્પણ)ઈશ્વરને આપવું તે, અર્થાત્ ધર્માદા-મફત આપી દેવું તે.
કૈલાસવાસી.—કૈલાસ=જ્યાં શિવનું ધામ છે ત્યાં વાસ વસનારો.
ખતમ.—પુરો, બંધ.

ખાકસાર.—ખાક=રાખ, ખાખ જેવો, ચરણરજ સેવક.
ખારબોળ—ખારથી બોળાઈ ગએલી, જે જમીનમાં ખાર વળે છે તે.
ખાવંદ.—(ખાવિંદ) માલીક, પ્રભુ.
ખિદમત.--ચાકરી, સેવા.
ખિદમતગાર.—સેવક.
ખુદા એ કરીમ.—ઉદાર ઈશ્વર.
ખુદાતઆલા.—ઈશ્વર.
ખુદાવંદ.—પ્રભુ.
ખેરખાહ.—ખેર = નેકી, ભલાઇ + ખાહ =ચાહનાર, (શુભેચ્છક).
ખેરીઅત.—ક્ષેમ.
ખંડણી.—મહેસુલ. ઈનામદાર; ઠાકોર વગેરે પાસેથી રાજા જે ગામગરાસ, ઠકરાત વગેરે બાબત કર લે છે તે.
ખ્યાલેશરીફ.—ઉત્તમ વિચાર.
ગફુરરહીમ.—માફ કરનાર, દયા કરનાર.
ગરાસ.—( મૂળ ગ્રાસ=અન્ન ) ફંટાયા, પટાવત વગેરેને જીવિકા માટે જે જમીન-ગામ રાજ્ય તરફથી મળે છે તે.
ગમ.—રંજ.
ગાંભીર્ય.—ગંભીરપણું.
ગુણગ્રાહક —ગુણને ગ્રહણ કરનાર-લેનાર.
ગેરવલ્લે.—ખોવાય કે પહોંચે નહિ તે.
ગોરજ.—( ગો = ગાય + રજ=ધૂળ ) સીમમાંથી ગાયો પાછી આવે છે તે વખત-સાંજનો વખત.
ગોલોકવાસી.—ગોલોક+વૈકુંઠથી ઉપરની પદવીનું વૈષ્ણવોએ માનેલું ધામ, તેમાં વસનાર.

ગંગાસ્વરૂપ.—વિધવાને લગાડાય છે, ગંગા જેવી પવિત્ર.
ગરથ.—નાણું, પૈસો.
ચરણરજ.— ચરણ = પગ + રજ=ધૂળ. પગે ચોંટેલી રજ જેવો-હલકો.
ચરણારવિંદ.— ચરણ = પગ + અરવિંદ= કમળ. ચરણકમળ.
ચતુ:સીમા.—ચતુ:=ચાર + સીમા = હદ. ચારે બાજુએ આવેલી હદ.
ચિરંજીવ, ચિરંજીવી.—ચિરં=લાંબી મુદ્દત + જીવ, જીવી=જીવનાર. દીર્ઘાયુષી.
જકાત.—દાણ.
જનાબ.--સાહેબ, હજુર.
જરાયત, જીરાયત. (મૂળ ખેતી) જેમાં માત્ર ચોમાસુ પાક થાય તેવી જમીન.
જહાજ.—વહાણ.
જુહાર, ઝવાર.-- પ્રણામ.
જેગોપાલ, જેશ્રીકૃષ્ણ.—ગોપાળ-કૃષ્ણની જે-જય.
જંગમ.—એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાય એવી, અસ્થિર.
જંનત.—સ્વર્ગ.
જ્યારત.—મુઆ પછી ત્રીજે દિવસે મુસલમાનોમાં જે ક્રિયા વગેરે થાય છે તે.
ડેકૉઈટિ.--પાંચ કે વધારે માણસો મળી લૂંટફાટ કરે તે, દરોડો.
તત્ પિતા.—તેના પિતા.
તશરીફ.—(મૂળ અર્થ શિરપાવ) પધારવું.
તસ્દી.--તકલીફ, કાયર (કરવું.) પીડા.
તસલીમાત.—( તસલીમનું બહુવચન ) પ્રણામ.

તળાવીઆ.—એક જાતના કોળી કાનમમાં રહે છે તે.

તાકાદ.—જોર.

તાજાકલમ.—તાજી = વધારેલી, કલમ= લેખણ–લેખ. લેખ લખ્યા પછી પાછળથી નવો મજકુર લખાય તે.

તીર્થરૂપ, તીર્થસ્વરૂપ.—વડીલને લખાય. તીર્થ જેવું જેનું રૂપ–સ્વરૂપ છે તે.

તેવણ.—તેમણે.

તંડેલ.—વહાણનો ઉપરી.

દરગાહ.—સ્થાન.

દર્શનાભિલાષી.—દર્શન =જોવું તે + અભિલાષી = ઈચ્છનાર. દર્શનની ઈચ્છા રાખનાર, મળવા ચાહનાર.

દાસાનુદાસ.— દાસ = સેવક + અનુદાસ દાસનો દાસ.

દુઆ.—આશિષ.

દુઆગો.—દુઆ=આશિષ આપનાર.

દેદાર.—શરીર.

દેવલોક.—સ્વર્ગે જવું તે. ગુજરી જવાનું માનવાચક.

દંડવત્.—દંડ=લાકડી+વત્=પેઠે. લાકડીની પેઠે લાંબા થઇને પ્રણામ કરવા તે.

દ્વારા.—મારફતે.

નકરી —કંઈ આકાર–કર ભરવો પડતો ન હોય એવી.

નમસ્કાર.—નમન, પ્રણામ.

નવનિધ.—(નવ + નિધિ = ભંડાર) નવ પ્રકારનું દ્રવ્ય.

નાડાં બાંધવાં —નાતરૂં કરવું, ઘરઘવું.

નામદાર.—પ્રખ્યાત.

નિકટ.—પાસે.

નિધાન.—ભંડાર.

નિયંતા.—નિયમમાં રાખનાર, ઈશ્વર.

નિરાશ્રિત.—આશ્રય વગરનો, નિરાધાર.

નિષ્ટા.—ધાનત.

નીમકહલાલ.—નીમક=મીઠું+હલાલ=હક કરવું, કૃતજ્ઞ

નૂર.—(મૂળ નવલ–નોલ) વહાણનું ભાડું –ભાડું.

નૂરચશ્મ.—આંખનું તેજ.

નેક —સજ્જન.

નેવાંવળી.—ભીંતથી નેવાં ચુતાં હોય ત્યાં સુધીનું છાપરૂં.

નાંગર.—(મૂળ લંગર) વહાણ છિપાવવાની લોઢાની ખિલાડી.

પડેપાન.—ઝાડ પરથી પાન ખરી પડે તે સુદ્ધાં, મતલબ કે એવી નજીવી ચીજથી માંડીને સર્વ ઉત્પન્ન.

પરાગંદા.—નાસી–ભાગી જવું.

પસાયતી.—નોકરી વગેરેના બદલામાં કે બીજી રીતે બક્ષીસ મળેલી જમીન–જે વિના આકારે મળે તે.

પક્ષાઘાત.—( પક્ષ=એક બાજુનું અર્ધ+ આઘાત=ઝપાટો લાગી ગયો હોય તે) અર્ધાંગવાયુ, જેમાં શરીરનો અર્ધો ભાગ રહી જાય છે તે.

પારસાત.—(મૂળ પાર્શ્વત્=પાસેથી, નજીક અથવા પુરસ્તાત્ = મોઢા આગળ. ) સમક્ષ, પછીનું.

પૂજારાધ્ય.—પૂજા+આરાધ્ય = આરાધવા–સેવા કરવા લાયક.

પુળાછૂટ.—(ફારસીમાં પૂલ = પૈસા) પૈસા વસુલ થયે છૂટે.

પેનશન.—નોકરી છોડયા પછી નોકરીના બદલામાં જે પગાર તરીકે મળે છે તે (અંગ્રેજી ભાષાનો શબ્દ).

પેસ્તર.—અગાઉ.

પોલીસપટેલ.—ગામનું પોલીસ સંબંધીનું કામ કરનાર, ઘણું કરીને મુખી હોય છે.

પૌત્ર.—છોકરાનો છોકરો. ( તેમ છોકરીનો છોકરો ).

પંચકયાસ.—પંચ=પાંચ, કયાસ=અંદાજ. અનુમાન. પંચે કરેલો અંદાજ.

પ્રણામ=નમવું તે, વંદન કરવું તે.

પ્રતિવાદી.—જેના ઉપર દાવો કર્યો હોય તે.

પ્રતિજ્ઞા=સોગન ઉપર જે કહેલું તે.

પ્રત્યે (પ્રતિ).—(તેના) તરફ; ભણી.

પ્રમાણપત્ર.—( ખાત્રી કરી આપવાનું પત્ર ) દાખલો, સર્ટિફિકેટ.

પ્રહાર.—માર, લાકડી વગેરેના ઘા.

પ્રાણાધાર.—પ્રાણ = જીવ + આધાર= ટેકારૂપ.

પ્રોમિસરિ લોન.—(અંગ્રેજી શબ્દ) સરકારે અમુક રકમના કાઢેલા કાગળ. જેનું માત્ર વ્યાજ મળે છે, અને જે હુંડીની પેઠે બજારભાવ પ્રમાણે વેચી શકાય છે.

પ્રોસેસ.—( અંગ્રેજી શબ્દ ) સૂચનાપત્ર. (સમન,વારંટ વગેરે કોર્ટ તરફથી નીકળે છે તે.)

ફજલ.—મહેરબાની.

ફડેતાળ.—પડદી, પાતળી ભીંત.

ફતેહમારી.—નાનું વહાણ.

ફડુ.—ફોઈ.

ફિદવી.—સેવક.

ફુરજો.—મૂળ અર્થ બાંધેલું બંદર-ગોદી—ડક્કો, જ્યાં જકાત લેવાય છે તે જગા.

ફુલબર્ડો.—સૌથી ઉંચી જાતની સેવર્ધની સોપારી, જે કાપવાથી નરી દૂધ જેવી દેખાય છે.

બડવો.—(બટુક ઉપરથી) જેને જનોઈ દે છે, અને જે વિદ્યા ભણવા માટે કાશીએ જવાનું કરે છે તે.

બતેલો.—ફતેહમારીથી નાનું ને મછવાથી મોટું વહાણ.

બરખુરદાર.—ચિરંજીવ.

બાણનિશાન.—જમીન માપણીની હદ બતાવનાર માટીનાં, ચુનાગચ્છીનાં કે પત્થરનાં કરેલાં નિશાન.

બારકસ.—( મૂળ અર્થ બોજો ખેંચનાર ) વહાણ.

બી.—પણ.

બેહેસ્તનશીન.—( બેહિશ્ત—સ્વર્ગ+નશીન =વાસી )=સ્વર્ગવાસી.

બંદગી.—(મૂળ અર્થ પૂજા) પ્રણામ.

ભગવત્સ્મરણ.—ઈશ્વરને યાદ કરવા તે.

ભરતીઉં.—માલ મોકલ્યાની યાદી. ( અંગ્રેજીમાં ઈનવોઈસ ).

ભરપાઈ.—રૂપીઆ પહોંચ્યાનો લેખ તળે શેરો.

ભંડોળ.—થાપણ.

મજમલે.—(મૂળ મીન+જુમલે)-તે પૈકી. કુલ, એકંદર.

મદ્રસા.—શાળા, નિશાળ.

મરામત.—(મરમ્મત) ડાગડુગી.

મરહુમ.—મરનાર, ગુજરેલો.

મહારાઉલ.—મહારાવળ—મોટારાવ—રાજા; બારીઆ અને છોટાઉદેપુરના રાજાને લખાય છે.

મહારાજાધિરાજ.—(મહારાજ+અધિરાજ) મોટા રાજા, પાદશાહ.

મહાશુભસ્થાને.—( મહા+શુભ+સ્થાન ) મોટું સારૂં સ્થળ—ઠેકાણું.

માતમ.—શોક.

મીજલસ—(મજલસ) સભા, મંડળી.

મુકરમ.—શ્રેષ્ઠ.

મુકુટમણિ.—મુકુટ = મુગટ, તાજ + મણિ =રત્ન.

મુનાસિબ.—યોગ્ય, પસંદ.

મુતાલિક.—બરોબર.

મુરબ્બી.—પાળનાર.

મુશફિક.—મહેરબાની કરનાર.

મુશ્કેટાટ—મુશ્ક=પછવાડે હાથ બાંધવા. મુશ્કાની બેડીવડે હાથ મજબુત બાંધી લેવા.

મહેરબાન.—કૃપાળુ.

મહેસુલ.—જમીન ઉપર સરકાર જે કર લે છે તે, આકાર.

મોઆઝમ.—ઉત્તમ.

મોંબદલો.—(મોં=મુખ + બદલો = ફેર-ફાર) એકના નામ પરથી બીજાના નામ પર ચઢાવી આપવું તે.

યત્કિંચિત્.—યત્ = જે, કિંચિત્ = કંઈક—લગાર.

યથાઘટિત.—જેવું ઘટે તેવું.

યથાયોગ્ય.—જેવું લાયક તેવું.

યશસ્વી.—કીર્તિવંત, યશવાળો.

યાવત્ચંદ્રદિવાકરૌ. — યાવત્ = જ્યાંસુધી ચંદ્ર=ચાંદો, દિવાકર = સૂર્ય; જ્યાં સુધી ચંદ્ર સૂર્ય છે (તપે) ત્યાંસુધી. અપભ્રષ્ટ—જાવેચંદ્રદિવાકરો.

રત્નાકર.—સમુદ્ર.

રહેમત.—દયા, મીઠી નજર.

રાજકદૈવક.—( જુઓ આસમાની સુલ-તાની ).

રાજશ્રી.—સરકારી નોકર વગેરેને માનાર્થે લખાય છે. રાજ વડે શોભે છે, અથવા રાજની લક્ષ્મી પામે છે તે.

રાહાનજાન.—જીવને આરામ આપનાર.

લફ્જ.—શબ્દ.

લાઈલાજ.—નાઇલાજ, નિરુપાય.

લાંભવા.—પાડેલા ભાગ કોને મળે તે નક્કી કરવા જે ચિઠ્ઠીઓ નાખે છે તે.

વરાડ.—ભાગ, હિસ્સા.

વર્ષાસન.—વર્ષદહાડે જે રકમ મળે તે, સાલિઆણું.

વળતદાણીઉં.—જેનું દાણ—દાણા—પાક વળત—વળતરમાં જાય છે તેવું.

વાડીઆં.—ખજુરની ગુણો, જે ખજુરીની સાદડીઓ વડે કરે છે તે.

વાલામરાતિબ.—વાલા—ઉંચા દરજ્જાના + મરાતિબ—મરતબાનું બહુવચન—માન, દરજ્જો.

વાસ્તવ્યં.—( મૂળ વાસ્તવ્ય ) રહેનાર, વસનાર.

વિદુષી.—વિદ્વાનની નારી જાતિ. પંડિતા, જેણે પંડિતાઈ મેળવી હોય તે સ્ત્રી.

વિશ્વવિદ્યાલય.—પાઠશાળાઓ(કોલેજો)માં શીખેલાઓની પરીક્ષા કરનાર

તથા પદવીઓ આપનાર, જેને અંગ્રેજી-માં યુનિવર્સિટિ કહે છે તે.

વિજ્ઞાપના.—નમ્રતાભરી કહેણી—નમ્રતા-પૂર્વક કહેવું તે.

વેદશાસ્ત્રસંપન્ન.—જેણે વેદ અને શાસ્ત્ર સંપાદન કરેલાં છે તે.

વેદમૂર્તિ.—વેદના જેવી પવિત્ર મૂર્તિ—શરીર

વૈકુંઠવાસી.—વૈકુંઠ (વૈષ્ણવનું એક સ્વર્ગ) માં વાસ કરનાર.

શત.—સો.

શાદી.—લગ્ન.

શાસ્ત્રીય.—વિદ્યાને લગતું. (એટલે રસા-યનશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર જેવી વિદ્યાઓ).

શાહજોગ.—શાહુકારી રીતે, નાણાવટજોગ.

શિકારવું.—મૂળ સ્વીકારવું, કબુલ કરવું, મંજુર રાખવું.

શિરછત્ર.—શિર = માથું + છત્ર = છત્રી. માથાનું ઢાંકણ, રક્ષણ કરનાર.

શિરતાજ.—માથાનો મુગટ.

શુક્ર.- ઉપકાર.

શુભચિંતક.—ભલું ચાહનાર.

શુભેચ્છક—ભલું ચાહનાર.

શુભોપમા.—સારી ઉપમા—વિશેષણ.

શેર.—(અંગ્રેજી શબ્દ) ભાગ.

શ્રી.—શોભાયમાન.

શ્રીમંત.—પૈસાદાર, રાજા.

શ્રીકાર.—સારો, ઉત્તમ પ્રતિનો.

શ્રેય.—કલ્યાણ.

સકળ.—સઘળા.

સટે.—સાટામાં. મૂળ સત્તા ઉપરથી અધિકાર—હિંમત એવો અર્થ થાય છે, તેથી સાક્ષીના અધિકારમાં કે રૂએ એવો અર્થ થઇ શકે.

સદર, સદરહુ.—ઉપરનો; ઉપર કહેલો, હુનો અર્થ તેમનો થાય છે, તેથી સદર ઉપલો અને સદરહુ ઉપર જે કહ્યો તે.

સનદ.—લેખ.

સબર.—ધીરજ.

સર્કતી.—(મૂળ શર્કતી) ભાગીદારી.

સદ્ધર્મ.—સારો ધર્મ.

સબજજ.—મુનસફ, ન્યાયાધીશ.

સમન.—આવાહનપત્ર. પક્ષકાર વગેરેને હાજર રહેવા કોર્ટ તરફથી જે લેખ નીકળે છે તે.

સર્ટિફિકેટ.—પ્રમાણપત્ર, દાખલો.

સરફરાજ.—માન પામેલો.

સરવાયું.—(સર્વ + આમ = સર્વ આવક) વર્ષ આખરે લેવડદેવડ વગેરેનું જે તારણ કાઢવામાં આવે છે તે.

સલામતી.—વહાણ સલામત, વિના હરકતે પહોંચાડયા બદલની હકસાઇ.

સલામીઆ.—સલામી તરીકે કંઈક ભરવું પડતું હોય એવી નકરી જમીન.

સહકુટુંબ.—(મૂળ સકુટુંબ) કુટુંબ સાથે એટલે છોકરાંછૈયાં સહિત.

સાન.—(મૂળ શાન=હક) બદલો, અવેજ.

સાવતોલ.—સર્વતોલ—બંધારણ સુદ્ધાંત વજન.

સાવધગીરી=સાવધાનપણું, ગાફલપણું નહિ તે.

સાષ્ટાંગ દંડવત્—શરીરનાં આઠે અંગ ભોંય લગાડીને લાકડીની પેઠે પ્રણામ કરવા તે.

સુખડી—(મૂળ અર્થ એક જાતની મિઠાઇ, ખાવું) ગુમાસ્તા વગેરેને નામે સેંકડે કંઇ હકસાઇ લેવાય તે.

સાંથ.—ગણોત, ખેતર ખેડયા બદલ ખેડુત માલીકને વર્ષે જે રકમ આપે છે તે.
સૌંદર્ય.—સુંદરપણું, શોભા.
સૌભાગ્યવતી.—સારા ભાગ્યવાળી એટલે જેનો પતિ જીવતો છે તેવી સ્ત્રી.
સંપન્ન.—મળેલું.
સ્ત્રીધન.—પલ્લું વગેરે તથા કન્યાદાનમાં જે સ્ત્રીને મળે છે તે.
સ્થાવર.—ખસેડી ના શકાય એવી મિલ્કત, ઘર, જમીન વગેરે.
સ્નેહાંકિત.—સ્નેહી.
સ્પેશિઅલ (અંગ્રેજી શબ્દ)—ખાસ.
સ્વદેશહિતેચ્છુ.—પોતાના દેશનું કલ્યાણ ચાહનાર.
સ્વરક્ષણાર્થે.—પોતાની જાતના રક્ષણ માટે.
સ્વસ્તિ.—કલ્યાણ.
સ્વાધીન.—પોતાના તાબામાં રહેલું; સ્વાધીન કરવું, તાબામાં આપવું.
હદ્દુદ.—હદનું બહુવચન, હદો-સીમાઓ.
હપ્તો.—કિસ્ત, ભાગ.
હરામખોર.—હરામનું ખાનાર, ચોર વગેરે.
હિસ્સ કિસ્મત—હિસ્સો-ભાગ, કિસ્મત —ભાગ. અર્થાત્ ભાગે પડતું.
હેમ.—સોનું.
હંગામી.—થોડી મુદત માટે ખાસ કારણે નીમણુક કરવામાં આવે તે. (અંગ્રેજીમાં ટેમ્પરરિ.)
હાંસલ.—પ્રાપ્ત.


